પ્રકાશક :

શ્રી બળવંતરાય, પ્રભાશંકર સોમપુરા અને બંધુઓ
૭, પથીક સોસાયટી, સરદાર પટેલ કોલોની, અમદાવાદ-૧૩

ગ્રંથપ્રાપ્તિસ્થાન

સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શિલ્પવિશારદ
૭, પથીક સોસાયટી, સરદાર પટેલ કોલોની, અમદાવાદ-૧૩.

શ્રી ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધીરોડ, અમદાવાદ.

એન. એમ. ત્રિપાઠી એન્ડ કં.
પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨.

પ્રત : ૧૦૦૦

મૂલ્ય : રૂ. પચાસ-૫૦ પોસ્ટેજ અલગ
Rs. 50-00

મુદ્રક :

રાજુભાઈ સી. શાહ
'ફનિમેટ પ્રિન્ટર્સ'
ગાયનાયકની પોળ, અમદાવાદ-૧.



રિદ્ધિ શ્રી વિનાયક ગણેશ સિદ્ધિ




શ્રી શારદા સરસ્વતી




શ્રી વિશ્વકર્મા




શ્રી વિનાયક ગણેશ



કલ્યાણ સેન્ચ્યુરી રેયોન લક્ષ્મીનારાયણ મંદિરના બાજુની ચતુષ્કિકામાં
શ્રીમાન શ્રી ગોપાળ નેવરીયાજી અને શ્રીમતી નેવરીયાજી
સ્થપતિ પ્રભાશંકર સોમપુરા સાથે



સ્થપતિ પ્રભાશંકર સોમપુરા અને જ્યેષ્ઠ પુત્ર બળવંતરાય શિલ્પશાસ્ત્રી
ઓરિસાના કોણાર્ક મંદિર

# પ્રસ્તાવના

ભારતીય શિલ્પ સ્થાપત્યવાસ્તુશાસ્ત્રના તલસ્પર્શી અભ્યાસ માટે પ્રાચીન ઋષિમુનિઓના ગ્રંથોની અગત્ય છે પરંતુ કમનસીબે તેટલા પ્રાચીન ગ્રંથો ઉપલબ્ધ વર્તમાનકાળમાં થતા નથી. તેનાં અવતરણો (રેફ્રન્સ) પાછલા કાળના કોઈ કોઈ ગ્રંથોમાં છૂટાછવાયા મળે છે.

વેદકાળમાં યજ્ઞયાગાદિ કર્મકાંડની ધાર્મિક વિધિ થતી. તેમાં ઇંદ્ર, વરુણ, યમ આદિ દેવોની સ્તુતિઓ અને તે દેવોને અર્ઘ-બલિ અપાતા.

વાસ્તુવિદ્યાના ઉદ્દ્ગમકાળના નિર્ણયનો પ્રશ્ન વિવાદાસ્પદ છે છતાં પણ તે પ્રાચીન આર્ય યુગમાં સાદા રૂપમાં હતી. પર્ણકુટીઓ પછી કાષ્ટનો યુગ આવ્યો પછી ઈંટ, માટી ને કાષ્ટનો યુગ આવ્યો. ઈ. સ. પૂર્વે શકય હોય તેવાં સ્થળોએ પાષાણનો પ્રયોગ સ્થાપત્યમાં શરૂ થયો. ત્યારે સાર્વત્રિક ગુફાઓ કોતરાવા લાગી.

કળાએ માનવતા પ્રતિબિંબ-દર્પણ છે. તેનાથી માનવની યુગ યુગની બૌદ્ધિક પ્રગતિ પ્રતિબિંબ થાય છે.

ભારતીય વાસ્તુશાસ્ત્રના પ્રારંભ કાળનો ચોક્કસ નિર્ણય થવામાં ઋગ્વેદ, બ્રાહ્મણ ગ્રંથો, શતપથ, ઐતરેય, ગૃહસૂત્રો, તંત્રગ્રંથો અને કર્મકાંડના ગ્રંથો પરથી અનુમાન કરી શકાય છે કે તેનો પ્રાચીન કાળ છે.

स्थापत्य वेदो विश्वकर्मादि शिल्पशास्त्रे अथर्ववेदे स्थापत्योपवेद.

અથર્વવેદનો ઉપવેદ વાસ્તુશાસ્ત્ર છે અથર્વવેદના સૂક્તોમાં સ્થાપત્ય કળા વિશે ઘણા ઉલ્લેખો છે. વાસ્તુવિદ્યા એ અથર્વવેદનું અંગ છે. જેમ ઋગ્વેદનો આયુર્વેદ, યજુર્વેદનો ધનુર્વેદ, શામવેદનો ગંધર્વવેદ છે તેમ અથર્વવેદનો સ્થાપત્યવેદ છે.

ત્રેતાયુગમાં માનવીઓ વન-પર્વતો પર નદી સરોવર પર, વનરાજીમાં દેવો સાથે વિહાર કરતા હતા ત્યારે કલ્પદ્રુમ પાસેથી કલ્પવૃક્ષ પાસેથી ઇચ્છિત સર્વ ભોગ-પદાર્થો મેળવતા હતા. જ્યારે કલ્પદ્રુમ અલોપ થયા ત્યારે અન્ય વૃક્ષો નીચે વાસ કરવા લાગ્યા અને તે પછી અણીદાર પાષાણથી વૃક્ષો કાપી કાષ્ટની પર્ણકુટી બનાવી રહેવા લાગ્યા. જેમ જેમ કાળ વ્યતીત થતો ગયો તેમ માનવીએ શીત, તાપ અને વર્ષાની પ્રાકૃતિક ઋતુ સામે રક્ષાની આવશ્યકતા સમજાઈ તેમ વિકાસ થતો ગયો. સામૂહિક વસવાટ પછી ગ્રામનગર વસવાટ થવા લાગ્યાં. ઈ. સ. પૂર્વે બીજી-ત્રીજી સદીથી પર્વતોમાં ગુફાઓ ધર્મપ્રેરણાથી કોતરાવા લાગી. પ્રથમ સાદા રૂપ પછી અલંકૃત ગુફાઓ કોતરાઈ. બારસો-તેરસો વર્ષ એટલે આઠમી સદી સુધી ગુફાઓ કોતરાઈ. તેની બે હજાર ગુફાઓ ભારતના પર્વતીય પ્રદેશોમાં કોતરાઈ. તેમાં નવસો ગુફાઓ બૌદ્ધોની છે, છસો ગુફાઓ વૈદિક સંપ્રદાયની છે અને ચારસોક ગુફાઓ જૈનોની છે.



સ્થપતિ પ્રભાશંકર સોમપુરા અને જેષ્ઠ પુત્ર બળવંતરાય શિલ્પશાસ્ત્રી
ઓરિસાના કોણાર્ક મંદિર

## પ્રસ્તાવના

ભારતીય શિલ્પ સ્થાપત્યવાસ્તુશાસ્ત્રના તલસ્પર્શી અભ્યાસ માટે પ્રાચીન ઋષિમુનિઓના ગ્રંથોની અગત્ય છે પરંતુ કમનસીબે તેટલા પ્રાચીન ગ્રંથો ઉપલબ્ધ વર્તમાનકાળમાં થતા નથી. તેનાં અવતરણો (રેફરન્સ) પાછલા કાળના કોઈ કોઈ ગ્રંથોમાં છૂટાછવાયા મળે છે.

વેદકાળમાં યજ્ઞયાગાદિ કર્મકાંડની ધાર્મિક વિધિ થતી. તેમાં ઇંદ્ર, વરુણ, યમ આદિ દેવોની સ્તુતિઓ અને તે દેવોને અર્ઘ્ય–બલિ અપાતા.

વાસ્તુવિદ્યાના ઉદ્‌ગમકાળના નિર્ણયનો પ્રશ્ન વિવાદાસ્પદ છે છતાં પણ તે પ્રાચીન આર્ય યુગમાં સાદા રૂપમાં હતી. પર્ણકુટીઓ પછી કાષ્ટનો યુગ આવ્યો પછી ઇંટ, માટી ને કાષ્ટનો યુગ આવ્યો. ઈ. સ. પૂર્વે શક્ય હોય તેવાં સ્થળોએ પાષાણનો પ્રયોગ સ્થાપત્યમાં શરૂ થયો. ત્યારે સાર્વત્રિક ગુફાઓ કોતરાવા લાગી.

કળાએ માનવતા પ્રતિબિંબ–દર્પણ છે. તેનાથી માનવની યુગ યુગની બૌદ્ધિક પ્રગતિ પ્રતિબિંબ થાય છે.

ભારતીય વાસ્તુશાસ્ત્રના પ્રારંભ કાળનો ચોક્કસ નિર્ણય થવામાં ઋગ્વેદ, બ્રાહ્મણ ગ્રંથો, શતપથ, ઐતરેય, ગૃહસૂત્રો, તંત્રગ્રંથો અને કર્મકાંડના ગ્રંથો પરથી અનુમાન કરી શકાય છે કે તેનો પ્રાચીન કાળ છે.

स्थापत्य वेदो विश्वकर्मादि शिल्पशास्त्रे अथर्ववेदे स्थापत्योपवेद.

અથર્વવેદનો ઉપવેદ વાસ્તુશાસ્ત્ર છે અથર્વવેદના સૂક્તોમાં સ્થાપત્ય કળા વિશે ઘણા ઉલ્લેખો છે. વાસ્તુવિદ્યા એ અથર્વવેદનું અંગ છે. જેમ ઋગ્વેદનો આયુર્વેદ, યજુર્વેદનો ધનુર્વેદ, શામવેદનો ગંધર્વવેદ છે તેમ અથર્વવેદનો સ્થાપત્યવેદ છે.

ત્રેતાયુગમાં માનવીઓ વન–પર્વતો પર નદી સરોવર પર, વનરાજીમાં દેવો સાથે વિહાર કરતા હતા ત્યારે કલ્પદ્રુમ પાસેથી કલ્પવૃક્ષ પાસેથી ઇચ્છિત સર્વ ભોગ–પદાર્થો મેળવતા હતા. જ્યારે કલ્પદ્રુમ અલોપ થયા ત્યારે અન્ય વૃક્ષો નીચે વાસ કરવા લાગ્યા અને તે પછી અણીદાર પાષાણથી વૃક્ષો કાપી કાષ્ટની પર્ણકુટી બનાવી રહેવા લાગ્યા. જેમ જેમ કાળ વ્યતીત થતો ગયો તેમ માનવીએ શીત, તાપ અને વર્ષાની પ્રાકૃતિક ઋતુ સામે રક્ષાની આવશ્યકતા સમજાઈ તેમ વિકાસ થતો ગયો. સામૂહિક વસવાટ પછી ગ્રામનગર વસવાટ થવા લાગ્યાં. ઈ. સ. પૂર્વે બીજી–ત્રીજી સદીથી પર્વતોમાં ગુફાઓ ધર્મપ્રેરણાથી કોતરાવા લાગી. પ્રથમ સાદા રૂપ પછી અલંકૃત ગુફાઓ કોતરાઈ. બારસો–તેરસો વર્ષ એટલે આઠમી સદી સુધી ગુફાઓ કોતરાઈ. તેની બે હજાર ગુફાઓ ભારતના પર્વતીય પ્રદેશોમાં કોતરાઈ. તેમાં નવસો ગુફાઓ બૌદ્ધોની છે, છસો ગુફાઓ વૈદિક સંપ્રદાયની છે અને ચારસોક ગુફાઓ જૈનોની છે.

પ્રાચીન ઐતિહાસિક સાહિત્યમાં દેવાલયોના ઉલ્લેખો મળે છે પરંતુ તે કયા યુગમાં, તેનું કેવું સ્વરૂપ હતું તે ચોક્કસ જાણી શકાયું નથી. રામાયણ-મહાભારતમાં તેનાં શાબ્દિક ચિત્રો વાંચવા મળે છે. અલબત્ત માનવવિકાસની સાથે સાથે વાસ્તુવિદ્યાકળાનો પણ વિકાસ થતો ગયો.

## વાસ્તુશાસ્ત્રનું સાહિત્ય

વાસ્તુશાસ્ત્રના પ્રણેતાના અઢાર ઋષિમુનિઓના નામે મત્સ્યપુરાણમાં, બીજા સાત આચાર્યો બૃહદસંહિતામાં બીજા સાત આચાર્યોનાં નામ આપેલાં છે. મનુ, પરાશર, કાશ્યપ, ભારદ્વાજ, પ્રહ્‌લાદ, અગસ્ત્ય અને માર્કંડેય. વળી વિશ્વકર્મા પ્રકાશમાં ગ્રંથના પ્રારંભે કહ્યું છે કે શિવ વાસ્તુશાસ્ત્રનું જ્ઞાન પરાશર ઋષિને આપ્યું. પરાશરે બ્રહદ્રથને આપ્યુ અને બ્રહદ્રથે વિશ્વકર્માને જ્ઞાન જગતના કલ્યાણાર્થે લોકોમાં પ્રવર્તાવ્યું અઢારે આચાર્યો વિષે વિગત ઓળખ દીપાર્ણવ ગ્રંથના પાનાં ૨૯ થી ૩૨ સુધીમાં આવેલ છે.

વાસ્તુ કૌતુક ગ્રંથમાં વાસ્તુશાસ્ત્રના પ્રવર્તકનાં નામો આપેલા છે. શૌનક, રામ, રાવણ, પરશુરામ, હરિ, ગાલવ, ગૌતમ અને ગોભિલ, કૌષ્યાચાર્ય, ગચ્છવૈક્ષ, મયપુત્ર, કાર્તિકેય અને ચ્યવન. અગ્નિપુરાણ અ. ૩૯માં લોકાખ્યાયિકામાં તંત્ર ગ્રંથોમાં કર્તાના ૨૫ નામો આપેલાં છે. આ ગ્રંથોમાં તંત્ર સાથે શિલ્પનો વિષય પણ હતો. પરંતુ આ ગ્રંથો લુપ્ત થયેલા છે પરંતુ પાછલા કાળના આચાર્યોએ તે ગ્રંથનાં કેટલાંક અવતરણો પોતાના ગ્રંથોમાં આપ્યાં છે. અગ્નિપુરાણના અગ્નિપુરાણ ચોવીસ ગ્રંથોના નામે મારા દીપાર્ણવ ગ્રંથની પ્રસ્તાવના પાના ૨૮ પર નામો બધાં આપેલાં છે.

ગુપ્ત કાળના (ઈ. સ. ૩૦૦ થી ૬૦૦)ના કેટલાક વિશ્વકર્મા પ્રકાશ જેવા ગ્રંથો પ્રાપ્ત થયા છે. તે કાળના બૃહદસંહિતામાં વરાહમિહિરે શિલ્પનો વિષય ઘણો ચર્ચ્યો છે.

વાસ્તુ તિલક નામે ગ્રંથ સાતમી સદીમાં લખાયલો અમારો ગ્રંથસંગ્રહમાં છે, તે પ્રકાશિત કરી રહ્યો છું. સંગ્રહ છે "लक्षण सम्युश्चय" નામે સાતમી-આઠમી સદીનો ગ્રંથ છે તે સંપૂર્ણ ગ્રંથ નેપાળમાં મળે છે. અમારા ગ્રંથસંગ્રહમાં તે ગ્રંથ અપૂર્ણ છે. તે કાળની શિલ્પ સ્થાપત્યની પદ્ધતિ અને તેમાં ઘાટ વિભાગો વર્તમાન શિલ્પથી ભિન્ન છે. ભારતીય પ્રાદેશિક પ્રાસાદ જાતિઓ જે અપરાજિત સૂત્રમાં ચૌદ દર્શાવી છે. તે ઉપરોક્ત ગ્રંથોમાં આઠેક પ્રાદેશિક જાતિ કહી છે. તેથી કદાચ વિશેષ જાતિનો ઉદ્‌ભવ પાછલા કાળથી થયો હોય !

નવમી સદીથી અગ્યારમી સદીના જે ગ્રંથો પશ્ચિમ ભારતમાં મળે છે તે વિશ્વકર્મા નારદના સંવાદરૂપે क्षीरार्णव, वृक्षार्णव અને दीपार्णव ગ્રંથો અપૂર્ણ સ્થિતિમાં થોડા શિલ્પીઓના ગૃહસંગ્રહમાં મળે છે. આ ગ્રંથોમાં અદ્‌ભૂત અને વિશાળ સ્થાપત્યોનાં વિષયો ચર્ચેલા છે. જે પછીથી તે પછીના બારમી સદીના કાળના ગ્રંથો, તેવા ઉપરોક્ત ગ્રંથોના જેવા વિશાળ અને ગહન વિષયો ચર્ચ્યા નથી.

જો કે પ્રાચીન કાળના સ્થાપત્યો કરતાં પાછલા કાળના ગ્રંથોમાં જેમ જેમ વિકાસ થતો ગયો તેમ તેમ તેમાં ઘાટ વગેરે અને શિખરોના અંડકો શિલ્પીઓ વધારતા ગયા.

પીઠમાં કર્ણપીઠ અને કામદપીઠના થરો પર ગજ, અશ્વ, નરપીઠ પાછળથી વિશેષ ઉમેરાયા.

સૌરાષ્ટ્રના સમુદ્ર કિનારાના ગુપ્તકાળ પહેલા અને ગુપ્ત કાળમાં ચૈત્યાકાર બેઠાં શિખરો થતાં તેનાં દષ્ટાંતો વર્તમાનમાં હજુ પણ ત્યાં જળવાયા છે. તે થઈ એકાંડી શિખર થવા લાગ્યાં. આવા એકાંડી શિખરો અંદાજે ત્રણસો, ચારસોક વર્ષ ચાલ્યાં. બાદ પંચાડીગ શિખરો થયાં. તે પછી નવાંડી એમ ક્રમેક્રમે શિખરના અંડકો શિલ્પીઓ વધારવાની વિશેષતા માનતા ગયા. હજાર અને ત્રણ હજાર અંડકોના પ્રાસાદો પણ શિલ્પગ્રંથોમાં આપ્યા છે. તે અગ્યારમી સદી પછીના ગ્રંથોમાં તેવાં સ્વરૂપો આપ્યાં છે, આમ હું માનું છું. શ્રી વિશ્વકર્મા અને નારદના સંવાદરૂપે આપેલા શ્રીસર્ણવ, વૃક્ષાર્ણવ અને દીપાર્ણવ ગ્રંથોના થોડા અધ્યાયો કોઈ કોઈ છૂટાછવાયા અધ્યાયો મળે છે તે પણ ક્રમવાર મળતા નથી. ક્ષીરાર્ણવ ૧૦૧ અધ્યાયથી ૧૨૩ એમ બાવીશ અધ્યાયો ફક્ત પ્રાપ્ત થયા છે.

દીપાર્ણવના ૧ થી ૧૪ અધ્યાયો સૌરાષ્ટ્રમાં મળે છે જ્યારે બાકીના આઠ અધ્યાયો રાજસ્થાનના શિલ્પીઓથી મને બાવીશ અધ્યાયો પ્રાપ્ત થયા છે. વૃક્ષાર્ણવ ગ્રંથ ઘણો મોટો હશે. તેના છૂટક છૂટક અધ્યાયો બાવીશ જેટલા પ્રાપ્ત કરી શકાયા છે પરંતુ તે અધ્યાયો એકે ક્રમવાર નથી. ૧૪૦, ૧૪૨, ૧૪૫, ૧૫૦ એમ છૂટક છૂટક—અમારા હસ્તલિખિત ગૃહસંગ્રહપોથી અને આ બેઉ ગ્રંથોમાં એક-બે અધ્યાયો રોયલ એશિયાટિક લાયબ્રેરી મુંબઈથી પૂના ભાંડારકર ઇન્સ્ટીટયુટમાંથી અને કલકત્તા રો. એ. સોનો લાયબ્રેરીમાંથી અને એકાદ બે પાટણ (ગુજરાત)ના જૈન ભંડારમાંથી પ્રયત્ન કરી ગ્રંથ સમૃદ્ધ કરવા મેં કોશિશ કરી છે.

આ ગ્રંથો દુષ્પ્રાપ્ય છે. તેના વિષયો અધ્યાયે ઘણા જ વિશાળ સ્થાપત્ય, સહસ્રલિંગ, કોટીલિંગ અને વિશાળ સાંધાર મહાપ્રસાદો અને તેની ફરતી વિશાળ જગતી પર અનેક પ્રકારની દેવકુલિકાઓવાળા પ્રાસાદોની રચના આપેલી છે. સદ્‌ભાગ્યે આ ગ્રંથોનો વિશેષ ભાગ અમારા ગૃહના હસ્તલિખિત ગ્રંથસંગ્રહમાં હતો. થોડા અધ્યાયો ઉપરોક્ત સ્થળોએથી પ્રાપ્ત કર્યા છે. આમા પુરાતત્ત્વવિદ મધુસુદન ઢાકીએ પૂના અને કલકત્તાથી થોડું મેળવી આપ્યું છે. તેના કેટલાક અધ્યાયોની સંસ્કૃતની નકલ સુંદર અક્ષરોથી શ્રીમતી ગીતાબહેન ઢાકીએ બનારસમાં કરેલી. તેઓ બંનેનો આભાર માનું છું.

વિશ્વકર્મા અને નારદના સંવાદરૂપ ઉપરોક્ત ક્ષીરાર્ણવ, દીપાર્ણવ અને વૃક્ષાર્ણવ ગ્રંથો મળ્યા છે. તેમ એક ચોથો ગ્રંથ સ્વર્ગાર્ણવ નામે હોય તેમ લાગે છે. પરંતુ તે ક્યાંયથી હજુ સુધી પ્રાપ્ત થયો નથી. ફક્ત વૃક્ષાર્ણવના એક અધ્યાયના અંતે इति स्वर्गार्णवे એટલું મળ્યું છે, તેથી અમારું અનુમાન છે કે તે નામનો ગ્રંથ હોવો જોઈએ.

આ સિવાય વિશ્વકર્માના પ્રથમ શિષ્ય જયના સાથેના સંવાદરૂપ ગ્રંથ જયપૃચ્છાના છૂટક છૂટક સત્તાવીસ અધ્યાયો મળ્યા છે. ને અનુવાદ સાથે પ્રકાશન કર્યા છે. તે

સિવાય અપરાજિતસૂત્ર અને સૂત્રપ્રતાન વિશ્વકર્મા રચિત છે. વિશ્વકર્મા પ્રકાશ ગ્રંથ તો ગુપ્તકાળમાં રચાયો હોય તેમ લાગે છે.

વીરપાલ સૂત્રધાર રચિત "પ્રાસાદ તિલક" ગ્રંથ જે જુદા જુદા છંદમાં રચેલો છે. તેમાં ફક્ત ચાર જ અધ્યાયો પ્રાપ્ત થયા છે. તે આઠેક અધ્યાયોનો ગ્રંથ હોવો જોઈએ. તે મેં પ્રકાશિત કર્યો છે.

પંદરમી સદીમાં પાટણ (ગુજરાત)ના અમારા ભારદ્વાજગોત્રના સોમપુરા મંડન વિદ્વાન હતા. તેના સર્વ પરિવારને મેવાડના રાણા કુંભાએ તેઓને બોલાવી મેવાડમાં વસાવ્યા. અને તે વિદ્વાને શિલ્પના અસ્ત વ્યસ્ત થયેલા ગ્રંથોનો સમુદ્ધાર સંક્ષિપ્તમાં કરી રાજવલ્લભ, પ્રાસાદ, મંડન, વાસ્તુમંડન, રૂપમંડન, વાસ્તુસાર, દેવતા મૂર્તિ પ્રકરણ શુદ્ધ કરી રચના કરી. તેટલા સદ્‌ભાગ્ય કે અસ્ત થતા ગ્રંથોનો પુનરોદ્ધાર કર્યો.

જો કે મંડને આજે પરિશ્રમ કર્યો તે નિરંધાર પ્રાસાદને લગતો કરેલ પરંતુ ગહન એવા ગુઢ વિશાળ સ્થાપત્ય ગ્રંથોનો પુનરોદ્ધાર કરી શકયા નથી.

કદાચ એમ હોય કે વિધર્મી મૂર્તિભંજકો એવા મહા પ્રાસાદોનું અસ્તિત્વ રહેવા નહિ દે એવા ભયે કદાચ મંડને સાંધાર મહાપ્રાસાદોના ગ્રંથ વિષયોનો પુનરોદ્ધાર ન કર્યો હોય.

મંડનના નાનાભાઈ નાથજીએ વાસ્તુમંજરી ગ્રંથની ત્રણ સ્તબકમાં રચના કરેલ અને તેના પરિવાર બીજા નાના મોટા ગ્રંથોની રચના કરેલ.

સૂત્રધાર રાજસિંહે "વાસ્તુરાજ" ગ્રંથની રચના કરી માળવાના મહારાજા ભોજ દેવે સમરાંગણ સૂત્રધાર નામે મોટો ગ્રંથ અને તેના શિલ્પી મલ્લે પરિમાણ મંજરી નામે કાષ્ટ ગ્રંથની રચના કરી.

ઉપરોક્ત લગભગ બધા ગ્રંથો પશ્ચિમ ભારતના નાગરાદિ શિલ્પના ગ્રંથો લખાયા છે તે ઉપરાંત પણ છે. પૂર્વભારતમાં ઉડિયા કલિંગમાં શિલ્પપ્રકાશ અને એક બીજો ગ્રંથ નવમી દશમી સદીમાં રચાયેલો તે પ્રદેશના શિલ્પીઓ તેના આધારે મંદિરોના નિર્માણ કરે છે.

દ્રવિડ પ્રદેશના પ્રાચીન ગ્રંથોમાં કાશ્યપ શિલ્પ અને માનસાર મયમત્તમ્ મનુષ્યાલય ચંદ્રિકા છે. ચૌદમી સદીમાં કુમાર નામના વિદ્વાને શિલ્પ રત્નમ્ ગ્રંથની રચના કરી. અન્ય પ્રદેશની શૈલીના ગ્રંથો પ્રાપ્ત થયા નથી. શિલ્પ સ્થાપત્યનો વિષય પુરાણો, નીતિશાસ્ત્રો, જ્યોતિષ, સંહિતાઓ, તંત્ર ગ્રંથો, કર્મકાંડના ગ્રંથો અને આગમ ગ્રંથોમાં મળે છે.

## વાસ્તુશાસ્ત્રનાં અંગો

વાસ્તુ શબ્દ વસ્ ધાતુ ઉપરથી બન્યો છે. આ ધાતુ પાણિનિએ વસનિવાસે અર્થમાં આપ્યો છે. વસ+તુણ થઈ વાસ્તુ શબ્દ બને છે તેનો અર્થ વસવાટ—ભવન, આવાસ, સ્થાપત્ય, દેવાલય, રાજ્ય ભવન, જળાલય દુર્ગ, નગર, જળબંધો, રાજમાર્ગો આદિ આ બધા

અર્થમાં વાસ્તુ શબ્દમાં સમાવિષ્ટ થાય છે. વાસ્તુવિદ્યા સ્થાપત્ય રચનાની વિદ્યા કળા કારીગરીની વિદ્યા.

વિશ્વકર્માએ વાસ્તુના અષ્ટોપાંગ સંક્ષિપ્તમાં નીચે પ્રમાણે કહ્યા છે :

૧. વાસ્તુત્પત્તિ–ઘર–નગર–દેવાલય–રાજભવન–સભાભવન–ઉદ્યાન આદિ માટે કેવી ભૂમિ પ્રાપ્ત કરવી તે સંબંધીનું એક અંગ.

૨. યક્ષોત્પત્તિ–વાસ્તુ અધિષ્ટાતા દેવને વાસ્તુ પુરુષને યક્ષ કોટિમાં ગણેલ છે. તેની ઉત્પત્તિ તેનું પૂજન ઉત્પતિ તેના અંગોપાંગ પર સ્તંભ, પાટ કે ભીતિ આવવાથી વેધ દોષ તેના અંગોપાંગ આદિનું જ્ઞાન.

૩. ભૂપરિગ્રહ–પૃથ્વીના ગ્રાહ્યા ગ્રાહ્યામાને વિચાર દર્શાવતું અંગ.

૪. સૂત્રપાત્ર–સ્થપતિ ઘર, ભવન, દેવાલય, રાજભવન, નગર, જળાશયાદિ માટે માન માપ નક્કી કરતું ભૂમિ પરનું આલેખન. માપ નકશો.

૫. વેશ્માધિકાર–ઘર સંબંધી પ્રકરણ

૬. સુરસદન–દેવાલયો સંબંધી પ્રકરણ અંગ

૭. લિંગવિધાન–દેવમૂર્તિઓ શિવલિંગઆદિ સંબંધી પ્રકરણ અંગ

૮. પ્રતિષ્ઠાવિધાન–દેવ પ્રતિષ્ઠા જળાશયોનો લોકોપકારાર્થે ઉત્સવ નગરની સ્થિરતા માટે ધર્મક્રિયા, યજ્ઞ યાગાદિ, વાસ્તુપૂજન ઇત્યાદિનું પ્રકરણ–અંગ એ રીતે આઠ અંગ કહ્યા.

चतुर्विधः प्रकार स्थापत्याभष्ठथायिकित्तितम् ।
धनुर्वेदय सप्तङ्ग ज्योतिष कमलाल यात ॥ समराङ्गण सूत्र–४४

ચતુર્વિધ સ્થાપત્ય આઠ, અઢાર આયુર્વેદ, ધનુર્વેદ અસ્ત્રશસ્ત્રની યુદ્ધવિદ્યાના સાત અંગ અને જ્યોતિષ એ સર્વ શાસ્ત્રોના મૂળ પ્રવર્તક બ્રહ્માજી છે. ચતુર્વિધ સ્થાપત્યમાં પુરવિવેશાદિ ભવનેનિર્માણાદિ પ્રાસાદ પ્રતિમાદિ વાસ્તુ જળાશયાદિ જાણવું.

મહર્ષિ શુક્રાચાર્યે કહે છે :

प्रासाद प्रतिमारामगृह वाप्याधिसन्कृतिः
कथिता यत्रताच्चिल्यशास्त्रमुक्तं महर्षिभिः

દેવમંદિર, રાજમહેલ, પ્રતિમાલિંગ, ઉપવન, ઉદ્યાનગૃહો, જળાશયો, વાવો, નગર, દુર્ગ આદિની રચના વિધાને મહર્ષિઓએ વાસ્તુશાસ્ત્ર શિલ્પશાસ્ત્ર કહ્યું છે.

## વાસ્તુશાસ્ત્રના પ્રકારો અને વાસ્તુદ્રવ્ય

ભૃગુ સંહિતામાં મહર્ષિ ભૃગુએ (૧) ધાતુખંડ (૨) સાધનખંડ (૩) વાસ્તુખંડ વર્ણવ્યા છે. તેમાં (૧) ધાતુખંડમાં ત્રણ વર્ગ–કૃષિ (ખેતી), જળ તથા ખનિજ કહ્યાં છે. ૧. ખેતી કરવી ૨. જળબંધો બાંધવા ૩. ભૂમિમાંથી ખનિજ દ્રવ્ય ખોદી કાઢવું. (૨) સાધન ખંડ नौकारथाग्नियानानां कृति साधन मुच्यते नौका रथ

અગ્નિયાન (અગ્નિથી ચાલતા વાહન–રેલવે) આ ત્રણ વાહનો કહ્યાં છે.

જે જળમાં નૌકાયાન પૃથ્વી પર રથયાન અને અગ્નિયાન અને ગગનમાં વ્યોમયાન. विमानना आकाशे अग्निवाद च व्योमज्ञान तदेवहि ॥ આમ જળચર – ભૂચર અને ખેચર ત્રણેયાન (વાહન) કહ્યા છે.

(૩) ત્રીજુ વાસ્તુખંડમાં वेश्म प्राकार नगर रचत वास्तु संज्ञितम् ॥

વાસ્તુખંડમાં મકાન, ભવનો, દેવાલયો, દુર્ગો, નગરરચના અને જળાશયાદિ કહ્યા છે.

આગળ જતાં મહર્ષિ વાસ્તુશાસ્ત્રની સ્થાપત્ય રચનાનાં વાસ્તુદ્રવ્યો (બિલ્ડિંગ મટીરિયલ્સ) વિશે કહે છે.

शिलेष्टिका सुधादारु मृतस्ना मुल्लोष्ट लोहकाः

પાષાણ ઈંટ, ચૂનો લાકડું, માટી, અષ્ટલોહ મિશ્ર ધાતુ.

આ મુખ્યત્વે સ્થાપત્યની રચના (બાંધકામ)માં વાસ્તુ દ્રવ્યોજાણવા, વળી મહર્ષિએ માપદંડ, હસ્ત, પ્રમાણ ઓળંબો આદિ અષ્ટ સૂત્ર વિશે પણ સવિસ્તર નોંધ આપેલ છે. વળી કહ્યું છે કે अल्पदोषो बहु गुणं कार्यकर्म प्रयत्नतः ॥

ઘણા ગુણ હોય ત્યાં થોડા દોષ રહી જતા હોય તો પણ તે કાર્ય પ્રયત્ન કરીને (શંકા વગર) શુભ જાણવું.

પ્રાચીન ગ્રંથોમાં દેવાલયોમાં લોહદ્રવ્યનો ત્યાગ કરવાનુ કહ્યું છે. વર્તમાન વૈજ્ઞાનિક કાળમાં બાંધકામોમાંનાં દ્રવ્યોની અનેક શોધખોળ થઈ રહી છે. ચૂનાસ્થાને સિમેંટનો પ્રયોગ થાય છે. લોહ વાપરવામાં દેશકાળની હવામાનને પ્રતિકૂળ દ્રવ્યો નુકસાનકારક થઈ પડે છે.

### વાસ્તુદ્રવ્યના ભેદે વાસ્તુના નામકરણ

पाषाणै निर्मितंयत्तद्रहम्मंदिरं स्मृतम् ॥
पक्केष्टकं वास्तु नाम भवन हित मुत्तमम् ॥१३॥
अनिष्टकैः समुनन्तु सुधारंकर्दमेनतु.
मानस्यं वद्धितं काष्टै वेत्रश्वचन्दनस्रअम् ॥१६॥
वस्त्रेश्वविजय प्रोक्त राज्ञा शिल्पिविकल्पिअम्
कालमेपिच विज्ञायमष्ट मतृण नातिमितक्षण
ऊत्तमा निय यत्वारि गृहाणि गृह मेधिताम्
सौवर्णराजतं ताम्रमायसंच प्रकीर्तितम् ॥१६॥
सौवर्णन्तु करन्नाम राजत श्रीभवन्तथा.
ताम्रेणा स्रयर्मत्रन्तु चंडनामतथायसम् ॥१७॥
दैवदान गंधर्व यक्ष राक्षस पन्नगा ।
द्वादशै ते प्रकारास्तु गृहाणा नियत्राः स्मृता ॥१८॥
जातुयंत्व निलं नाम प्रायुवंधारि बन्धकम् ।
एव सर्वा सुजातीषु गृहाणिच चतुर्दश ॥१॥
इति विश्वकर्मा प्रकाश अध्याय ३

૧ પાષાણથી બનાવેલા વાસ્તુને **મંદિર** ૨ પાકી ઈંટથી બનાવેલને **ભવન** તે ઉત્તમ. ૩ કાચી ઈંટના બનાવેલ વાસ્તુને **સુમન**. ૪ ગારામાટી બનાવેલ વાસ્તુને **સુથાર**. ૫ કાષ્ટનો વાસ્તુને **માનસ્ય**. ૬ વેત (        )થી બનાવેલ વાસ્તુને **ચંદન**. ૭ રાજાઓના વસ્ત્રોથી બનાવેલ (તંબુ)ને **વિજય**. ૮ ઘાસથી બનાવેલને **કાલિમા** કહે છે. ગૃહસ્થોને ઉપરોક્ત ચાર પ્રકાર ઉત્તમ છે. સુવર્ણ, ચાંદી, તાંબુ અને લોહ એ ચારે દ્રવ્યનું કહે છે. ૯ સુવર્ણથી બનાવેલ વાસ્તુને **કર** કહે છે. ૧૦ ચાંદીથી બનાવેલ વાસ્તુને **શ્રીભવ** કહે છે. ૧૧ તાંબાના વાસ્તુને **સૂર્યમંત્ર**. ૧૨ લોહથી બનાવેલ વાસ્તુને **ચંડ** કહે છે. ૧૩ લાખથી બનાવેલ વાસ્તુને અનિલ કહે છે. દેવ, દાનવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ અને નાગલોક પૂર્વોક્ત બાર પ્રકારના નિયમો કહ્યા છે. ૧૪ જળ–નદીના બંધને **પ્રાયુષ** કહે છે, એ રીતે સંપૂર્ણ જાતિઓમાં ચૌદ પ્રકારના વાસ્તુગૃહમાં ચાર વાસ્તુ ઉત્તમ છે.

આગળ કહે છે પાષાણને પાકી ઈંટના વાસ્તુ શિલ્પમાનથી કરવા. કાષ્ટના વાસ્તુમાં સ્તંભમાન જાળવવું. સુવર્ણના વાસ્તુમાં હસ્ત પ્રમાણથી અને ગારામાટી તથા લાખમાં માનની જરૂર નથી. અન્યમાં પણ ચાર પ્રમાણ ગણિત મેળવવાની જરૂર નથી.

## મૂર્તિપૂજા

મૂર્તિપૂજાના આરંભ કાળ વિશે વિદ્વાનોમાં મતભેદ કે છે. જો કે વેદમાં મૂર્તિ વિશે ઉલ્લેખો છે. ध्यान योगस्थ संसिद्ध ધ્યાન યોગની સિદ્ધિને સારુ મહાપુરુષોએ પ્રતિમાની આવશ્યકતા સ્વીકારી ભક્તિ માર્ગમાંપ્રતિમા પૂર્ણ અવલંબન રૂપ છે.

## વિદ્યા અને કળા

શુક્રાચાર્યજી કહે છે विद्याह्मनेताश्च कलाः संख्या तु नैव शक्यते ।
विद्यामुख्यावंःत्रिशचतुषष्टिकला स्मृता

વિદ્યા અનંત છે અને કળા અસંખ્ય છે. તેની ગણતરી થઈ શકતી નથી પરંતુ મુખ્ય વિદ્યા બત્રીશ છે અને કળા ચોસઠ છે. વિદ્યા અને કળાની વ્યાખ્યા આપતા શુક્રાચાર્યજી કહે છે કે

यद् यत्साद् वाचिक सम्मकर्म विद्यामिसंज्ञकम्
शक्तौ मूकोऽपि यत्कर्तु कला संज्ञतुतत्स्मृतम् ॥

જે કર્મ વાણીથી થઈ શકે, તે વિદ્યા અને મૂંગો પણ કાર્ય કરી શકે તેનું નામ કળા છે. શિલ્પ, ચિત્ર, નૃત્ય એ મૂકભાવે થઈ શકે તે કળા.

पृथकपृयक्रियामिहि–कलामेहस्तुजायते
यांयां कला समाश्त्वि तन्नाम्याजातिभुच्यते ।

વિવિધ કળા વિવિધ ક્રિયા વડે થાય છે. મનુષ્ય જે જે કળાનો આશ્રય લે છે તે તે કળા પરથી તેની જાતિનું નામ પડે છે. આમ, કળાના વર્ગ પ્રમાણે વ્યવસાયી જાતિનો સમૂહ બંધાયો.

ભારતમાં શિલ્પશાસ્ત્રી–સ્થાપત્યના જ્ઞાતાનો સમુદાય વર્તમાનમાં ચારેક વર્ગમાં જણાય છે. પશ્ચિમ ભારતમાં સોમપુરા પૂર્વ ભારતમાં મહારાણા, મહાપાત્ર અને કર્ણાટક, આંધ્ર ને મહારાષ્ટ્રમાં પચ્ચાનન જાતિના શિલ્પીઓ, અને દ્રાવિડ પ્રદેશમાં વિરાટ વિશ્વ બ્રાહ્મણ આચાર્ય શિલ્પીઓ. આ વિષયમાં સવિસ્તર **નોંધ પ્રાસાદમંજરી** અનેવેધ વાસ્તુમાં આપેલ છે.

**સ્થાપત્યાધિકારી** ૧ સ્થપતિ ૨ સૂત્રગ્રાહી ૩ તક્ષક સૂત્રમાન અને રૂપ કામ કરનારો ૪ વર્ધકી કાષ્ટકર્મ કરનાર, મોડલ બનાવનારે આ સર્વ સ્થપતિના ત્રણે શિષ્ય સમાન હોય છે. વર્તમાનમાં ચીફ એન્જિનિયર, આર્કિટેકટ, ઓવરસિયર ડ્રાફ્ટસમેન એ રીતે આગળ કહ્યા ને પ્રાચીન શિલ્પ ગ્રંથોમાં કહ્યા છે.

## વિશ્વકર્મા

શ્રી વિશ્વકર્મા જુદા જુદા યુગમાં પ્રગટ થયેલા હોય તેમ પુરાણોના ઉલ્લેખો પરથી જણાય છે. તેઓ અષ્ટવસુના નાના પ્રભાસના પુત્ર હોવાના ઉલ્લેખો છે. ભૃગુ ઋષિની પુત્રીના પુત્ર હતા. પદ્મપુરાણ અને વસિષ્ઠપુરાણમાં વિશ્વકર્માનું સ્વરૂપ વર્ણન કરતાં તેમના પાંચ મુખ અને દશ હાથ કહ્યા છે.

વિશ્વકર્માના પાંચ મુખથી માનસપુત્રો ઉત્પન્ન થયા અને તેઓના પૂર્વ મુખેથી કર્મ વ્યવસાય કહ્યા છે. મનુને લોહ કર્મ, મયને કાષ્ટકર્મ, ત્વષ્ટાને તામ્રકર્મ (કંસારા) ઉર્ધ્વમુખે શિલ્પીને પાષાણ કર્મ અને તક્ષક દૈવજ્ઞાને સુવર્ણ ચાંદીનું કર્મ કરવાનો અધિકાર આપ્યો. આ રીતે સ્કંધપુરાણ નાગરખંડ અ ૬ માં કહેલું છે. તૈતેરીય શ્રુતિમાં પણ પાંચ મુખ ને દશ હાથ કહ્યા છે.

વાસ્તુ શાસ્ત્રના ગ્રંથોમાં વિશ્વકર્માને એક મુખ ત્રણ નેત્ર દાઢીવાળા વૃદ્ધ ચારભૂજામાં ૧ સૂત્ર ૨ ગજ ૩ માળા ૪ કમંડળ ધારણ કરેલા છે. હંસનું વાહન છે. બ્રહ્માના અવતાર રૂપ છે.

શ્રી વિશ્વકર્મા હુન્નર કળાના આચાર્ય ગણાય છે. તેમના ચાર માનસપુત્રોને જ્ઞાન આપ્યાની કથા અપરાજિત પૃચ્છામાં આપેલ છે. હિમાલયના ઉત્તર પ્રદેશના દેવદારૂ વનની ગુફામાં તેમના ચાર શિષ્યોને ઉપદેશરૂપી જ્ઞાન આપ્યું.

૧ જયને શિલ્પ સ્થાપત્યનુ જ્ઞાન તેમાં લિંગપીઠ પ્રતિમા ભવનો, રાજગૃહો, મંદિરો, જળાશયો, નગર, દુર્ગ, પ્રતોલી, ગોપુર આદિ વિષયોનુજ્ઞાન આપ્યું. તેમાં સંવાદરૂપે ચોવીશ હજાર ગ્રંથ (શ્લોકની રચના થઈ).

૨. વિજયને નૃત્ય, ગીત, વાજિંત્ર, રાગ, તાલ, હાસ્ય, લાસ્ય, તાંડવ નૃત્ય, સપ્તસ્વર, છગ્રામ, છત્રીશ રાગિણી, વિષયનું સ્થાન આપ્યું. તેના બાર હજાર શ્લોક પ્રમાણ ગ્રંથની રચના થઈ, તે ભરતના નામે ઓળખાયું.

૩. સિદ્ધાર્થને તાલુકંઠ સ્વર શાસ્ત્ર ગણિત જ્યોતિષ, વ્યાકરણ, અલંકાર સહિત છંદ તથા તેને મુક્તિ માટેનું રહસ્ય સમજાવ્યું.

૪. અપરાજિતને વાસ્તુશાસ્ત્રનું જ્ઞાન જયના જેવું જ્ઞાન આપ્યું. તેના અઠીસો અધ્યાયો લખાયા. તેમાં શિલ્પના જ્ઞાનનો સંક્ષિપ્ત ઉલ્લેખ આપેલો છે.

વિશ્વકર્માના અઢાર શિલ્પાદિ કર્મકારોના પૃથકપૃથક વિભાગમાં ભારતમાં પ્રસરાયેલા છે. તેનું સ્પષ્ટીકરણ મારા વેધવાસ્તુ ગ્રંથની પ્રસ્તાવનાના પાના ૧૦ પર વિગત સાથે આપેલા છે.

શિલ્પ સ્થાપત્ય કર્મની કુશળ જાતિઓ વર્તમાન કામમાં શેષરૂપ રહેવા પામી છે. પશ્ચિમ ભારતમાં સોમપુરા શિલ્પીઓ પૂર્વ ભારતમાં મહારાણા, મહાપાત્ર, દ્રવિડ પ્રદેશમાં વિરાટ વિશ્વ આચાર્યો વસે છે. દક્ષિણ મહારાષ્ટ્ર, આંધ્ર અને કર્ણાટકમાં પંચાનન જાતિના શિલ્પીઓ પાંચ જુદા કર્મ વ્યવસાય કરતા. પાંચ ગોત્રના શિલ્પીઓ વસે છે. મધ્ય પ્રદેશના ખજુરાહોમાં ઈ. સ.ની નવમીથી બારમીના તેરમી સદી સુધીમાં ચારસો વર્ષ સુધીના નિર્માણ કરેલા કળામય પ્રાસાદોના શિલ્પીઓ કોણ હતા ? તેઓની શોધ કરતા હજુ પત્તો મળતો નથી. વિધર્મી રાજ્યકર્તાના છસ્સો વર્ષના રાજ્ય કાળમાં આવા શિલ્પીઓએ વ્યવસાય છોડી દેવો પડયો કે ધર્મ પરિવર્તન થયું હોય ! ઉત્તર ભારત, બિહાર, બંગાળ, પંજાબ, સિંધ, કાશ્મીર, સરહદ પ્રાંતમાંના શિલ્પીઓનું પણ મૂર્તિભંજન આ ધર્મીઓના ધર્મ પરિવર્તનના કારણે તે પ્રદેશોમાંના શિલ્પીઓનો પત્તો નથી.

## સંસ્કૃત શિલ્પ ગ્રંથોના અનુવાદની આવશ્યકતા

પ્રાચીન શિલ્પ ગ્રંથો સંસ્કૃત ભાષામાં છે. પૂર્વના વિદ્વાન સ્થપતિઓ તે ગ્રંથો વાંચન–મનન કરી શકતા–વર્તમાનમાં સાતસો આઠસો વર્ષથી શિલ્પીઓમાં સંસ્કૃત ભાષાનું જ્ઞાન લુપ્ત થયું. આથી પંદરમી સદીમાં મંડન સૂત્રધારે પ્રયત્ન કરેલો તેને હવે પાંચસો વર્ષ થયા તેથી શિલ્પીઓને સમજી શકાય તેવી ભાષામાં તેના અનુવાદ આલેખન–નકશા સાથે ગ્રંથોનું પ્રકાશન થાય તો આ અસ્ત થતી વિદ્યા જળવાય રહે.

સદ્‌ભાગ્યે વર્તમાનકાળના શિલ્પીઓમાં ક્રિયાત્મક જ્ઞાન છે પિતા કરે તેવું પુત્ર કરતો હોય છે. પરંતુ હવે શિલ્પી વર્ગમાં–પાઠ્યાત્મક શાસ્ત્રીય જ્ઞાનનો અભાવ હોવાથી પોતે જે કાર્ય કરી રહ્યો છે, તેમાં ક્યાં ક્ષતિ છે તે તેનું જ્ઞાન ઘણી વખત નથી હોતું તે અફસોસની વાત છે. ક્રિયાત્મક જ્ઞાન સાથે શાસ્ત્રોક્ત જ્ઞાન બન્ને હોય તો સોનામાં સુગંધ જેવું ગણાય અને સ્થપતિ શિલ્પાચાર્ય કહેવાય.

પાછલા કાળમાં ક્રમશઃ શિલ્પ વર્ગમાં સામાન્ય કેળવણી તરફ બેદરકાર બનતા ગયા. જો કે તેઓમાં ક્રિયાત્મક જ્ઞાન રહ્યું. પરંતુ પાઠાત્મક જ્ઞાન પ્રત્યે દુર્લક્ષ આપ્યું, આથી સામાન્ય શિલ્પ ગ્રંથોનું સાહિત્યની અગત્યતા માનવાની ગંભીર ભૂલ થઈ. તેમાં મહાપ્રાસાદો જેવા સાંધાર વિશાળ સ્થાપત્ય ગ્રંથો જેવા કઠિન ગ્રંથોનું જ્ઞાન ક્યાંથી હોય ? જો કે તેમાં દેશ–રાજ્ય કાળનું પણ કારણ છે. છસ્સો વર્ષના વિધર્મી રાજ્ય શાસનના કારણે ઉત્તર ભારતમાં તેવાં વિશાળ સ્થાપત્યો થતાં અટકી ગયાં.

શિલ્પીઓ પાસેના પવિત્ર શિલ્પ ગ્રંથો પટારામાં પડી રહ્યા. કેટલાક તો ઊધઈ ખાઈ ગઈ નાશ થયો. કાળજીવાળા વિદ્યા પ્રતિ રૂચિવાળા શિલ્પીઓ પાસે કેટલુંક શેષ રહ્યું. પરંતુ સામાન્ય રીતે શિલ્પીઓમાં ક્રમવાર શિલ્પાભ્યાસ ન થવાથી આ વિદ્યાનો અસ્તકાળ હું માનું છે. પરમાત્માની કૃપાએ મારી જેવા વૃદ્ધને જે કોઈ અલ્પ જ્ઞાન છે તે જ્ઞાનનો વારસો અનુવાદો કરીને વીશેક ગ્રંથ પ્રકાશનો કરવા પ્રયત્ન કરવા પ્રેરાયો છું. જો કે મારી આર્થિક સ્થિતિથી પણ આ કાર્યનો બોજો વિશેષ છે. છતાં પણ વિદ્યાના અસ્તિત્વને ખાતર કરી રહ્યો છું. મારી આ ધગશ અને પ્રયત્નનો લાભ શિલ્પીઓ લેશે એવી આશા રાખું છું.

## પૂર્વ એશિયા

ભારતના રાજાઓએ જાવા સુમાત્રાના પૂર્વના બેટો પર કબજો કરી ત્યાં બેટો પર વિશાળ અને ભવ્ય મંદિરો ભારતીય શૈલીના નિર્માણ કર્યાં. જે દુનિયાની અજાયબીમાં ગણાય તેવાં ભવ્ય અને સુંદર છે. પાછળ ત્યાં મુસ્લિમો અને સત્તરમી અઢારમી સદીમાં યુરોપનાં રાજ્યોએ ફ્રેન્ચોએ કબજો લીધો. આ સર્વ બેટો પર રામાયણ મહાભારતનાં દૃશ્યો ત્યાંનાં મંદિરોમાં કોતરાયેલાં છે ત્યાં બૌદ્ધ મંદિરો પણ બંધાયેલાં છે.

## ઇજિપ્ત—આફ્રિકા ખંડના ઉત્તરે ઇજિપ્ત—મિસર

ઈ. સ. પૂર્વે એક હજાર વર્ષ પૂર્વે ઇજિપ્તમાં મોટા ત્રિકોણાકાર પિરામિડો—રાજાઓના મૃતદેહો પણ ઘણાં જ વિશાળ બંધાયા છે. પિરામિડ એ બૌદ્ધના સ્તૂપની વિશાળ પ્રતિકૃતિ છે. પિરામિડ ત્રિકોણાકાર છે. જ્યારે સ્તૂપો ઊંધા વાળેલા સુંડલા આકારના પિરામિડની નાની પ્રતિકૃતિ છે. ઇજિપ્ત ઘણો પ્રાચીન દેશ છે.

ત્યાં રાજાઓની ભવ્ય મૂર્તિઓ અને મોટા ભવ્ય બેઠેલા સિંહ કે વૃષભના પાંખોવાળાં સ્વરૂપોને ભવ્ય મનુષ્ય મુખનાં રૂપો મોટા પાષાણના કરેલા છે તેને સ્ફીંગર કહે છે. તેને દેવદૂત મૂર્તિ માને છે.

મધ્ય એશિયામાં એસિરિયા અને બેબીલોન પણ ઇજિપ્ત જેટલા પ્રાચીન છે. ત્યાં ભવ્ય સ્થાપત્યોના અવશેષો ઇંટના છે. તેના ગ્રંથોની લાઇબ્રેરી પકવેલી ઇંટોની તકતીઓમાં કોરેલી હજુ પણ જોવા મળે છે.

ચીન એ પ્રાચીન દેશ આર્યધર્મને મળતો હતો. ઈરાન એ શુદ્ધ આર્ય જાતિના લોકોનો દેશ હતો. તેઓ અગ્નિને મુખ્ય માનતા. સૂર્ય અને સમુદ્રને પણ માનતા. યુરોપ અને એશિયાના પ્રદેશોમાં ઇસુ અને મહમદ પેગમ્બર પહેલાં આ સર્વ દેશોની પ્રજા મૂર્તિપૂજાને માનતી. હજુ પણ ત્યાંના ખોદકામમાંથી મૂર્તિઓ મળે છે. ઈરાનનો ભગ્ન પર્સિપોલીનું ભવ્ય સ્મારક હાલ અવશેષરૂપે ઊભું છે.

મહમદ પેગમ્બરે ઇસ્લામ ધર્મની સ્થાપના કરી પરંતુ તેના અનુયાયીએ એ તે ધર્મ તલવારના જોરે એશિયામાં પ્રસરાવ્યો. ભારતમાં ઉદ્ભવેલા બૌદ્ધ ધર્મના આચાર્યો અને સાધુએ ભારત અને બહાર એશિયા ખંડમાં ઉપદેશ કરીને સાત્વિકતાથી ધર્મનો પ્રચાર કર્યો.

## પાશ્ચાત્ દેશો

ઇજિપ્ત પછી ગ્રીક પ્રાચીન દેશ છે. તેના ભવ્ય અને સુંદર સ્થાપત્યો. તાદ્દશ્ય મૂર્તિઓ થતી. આખા યુરોપમાં ઈસુ પહેલાં મૂર્તિપૂજકો હતા ગ્રીકના પ્રસિદ્ધ તત્ત્વવેતા વિદ્વાનો થઈ ગયા.

ગ્રીક પછી રોમન સામ્રાજ્ય આવે છે. તેના પણ ભવ્ય અને વિશાળ ભવન-ચર્ચ નિર્માણ અને મૂર્તિઓ થઈ. તેઓએ ગ્રીકનું અનુકરણ કર્યું. પ્રસિદ્ધ ભવ્ય ખ્રિસ્તી દેવળોના નિર્માણ થયાં અને રાજભવનો થયાં.

રોમનના ઉત્કૃષ્ટ કાળમાં ઈસુ ખ્રિસ્તનો જન્મ થયો. પ્રારંભમાં તેના ઉપદેશનો વિરોધ કરીને તેની હત્યા કરી પરંતુ પાછળથી આખું યુરોપ ખ્રિસ્તીમય બની ગયું અને તેના સેંકડો દેવળો યુરોપમાં પ્રત્યેક શહેરોમાં થયા.

ઈ. સ. ૬૦૦ પછી થીબ્સ અને હૂણ લોકોએ રોમનો વિનાશ કર્યો. તે બારમી સદી પછી રોમનો ફરી ઊભા થયાં.

અમેરિકા અને આફ્રિકા ખંડ જંગલો અને ત્યાંની પ્રજા અશિક્ષિત હતી. અમેરિકામાં મેક્સિકો ખાતે ભારતના દ્રવિડ પ્રદેશના હજારો વર્ષ પહેલાં મય લોકો ત્યાં પહોંચી વાસ કર્યો. ત્યાં સૂર્યમંદિરોના અવશેષો છે. તે આપણી ભારતીય કળાની પ્રતિકૃતિરૂપ છે ત્યાંના મેક્સિકન લોકોના વ્યવહાર, રીતરિવાજ વગેરે આપણી ભારતીય લોકોને મળતા વર્તમાનકાળમાં છે.

વર્તમાન જગતમાં અમેરિકા વિજ્ઞાન, ઉદ્યોગો અને આર્થિક રીતે સમૃદ્ધ દેશ છે યુરોપના પ્રદેશોની વસ્તી વધી જતાં તેઓએ બહારના ખંડોમાં વસવાટ માટેના પ્રયત્નો ચૌદમી સદીથી કરવા માંડેલા. હાલ અમેરિકામાં જુદી જુદી યુરોપિયન પ્રજા વસી રાજ્ય કરે છે. તેવું આફ્રિકા ખંડ જે જંગલી હતો ત્યાં યુરોપિયનોએ અમુક અમુક પ્રદેશો કબજે કરી રાજ્ય કરતા. આફ્રિકામાં અનેક જાતની ખનિજો-સોનું, ચાંદીની ધાતુ નીકળે છે. વર્તમાનમાં આફ્રિકાની સ્થાનિક પ્રજાએ માથું ઊંચકી પરદેશીઓથી ભારતની જેમ મુક્ત થયા છે.

## ભારતનો રાજ્યવંશનો કાળ

શશુનાક અને નંદકાળ-ઈ. સ. પૂર્વે ૭૨૭ થી ૩૫૮ મગધ દેશમાં શૈશુનાક વંશના રાજાઓમાંના અજાતશત્રુ-ઈ. સ. પૂ. ૫૫૨ થી ૫૨૫ના રાજ્યકાળ. તેની મૂર્તિ મનુષ્ય કદથી પણ મોટી મથુરા મ્યુઝિયમમાં તે સુંદર છે તે કાળની એક રાણીની મૂર્તિ કેશ વિન્યાસ કરતી અલંકૃત આભૂષણવાળી કલકત્તા મ્યુઝિયમમાં છે.

મૌર્યકાળ-૩૫૫ થી ૧૮૫ ઈ. સ. પૂર્વે મૌર્યવંશના સુપ્રસિદ્ધ સમ્રાટ અશોકનું રાજ્ય અફઘાનિસ્તાનથી આગળ રશિયાની સરહદ સુધી હતું. તેણે બૌદ્ધ ધર્મ અંગીકાર કરેલો. કલીંગના વિજયમાં થયેલ માનવહત્યાથી દ્રવીને બૌદ્ધધર્મ ગ્રહણ કરેલો. તેણે બૌદ્ધ સ્મારકો રચેલા, સ્તૂપો બંધાવેલ અને ધર્મસ્તંભો અને રાજ્યાજ્ઞાના સ્તંભો ભારતના જુદાં જુદાં સ્થળે ઊભા કરાવેલા.

શુંગ અને કાણ્વકાળ–ઈ.સ. પૂ. ૧૮૫ થી ઈ.સ. ૨૮ સુધી–છેલ્લો મૌર્ય સમ્રાટ બૃહસ્થને સેનાપતિ પુષ્પમિત્ર મારીને મધ્યપ્રદેશ પર અધિકાર કરી શુંગવંશે રાજ્યનો કબજો લીધો. તે કાળની મૂર્તિકળાના સુધી નમુના સાંચીમાં મળે છે. અશોકે બંધાવેલ સાંચીનો સ્તૂપ ઇંટનો હતો. તેના પર પથ્થર ચડાવી ફરતી કમ્પાઉન્ડ વોલ અને ચારે તરફ તોરણ કરાવ્યા. તેઓ બૌદ્ધના પૂર્વજન્મનાં દશ્યો કોરેલા છે. શુંગકાળ સુધી બુદ્ધની મૂર્તિઓ બનાવાતી નહિ, તેના સ્થાને બોધિવૃક્ષ, ધર્મચક્ર, સ્તૂપ, છત્ર કે પાદુકા બનાવી પૂજા કરતા.

સાંચી જેવો બુદ્ધ સ્તૂપ ભારહૂતમાં પાષાણનો બંધાયો તેમાં લાલ પાષાણની મૂર્તિઓ મળી છે. તે કલકત્તા મ્યુઝિયમમાં છે. તે કાળની ઉડિયા, કલિંગમાં ઉદયગીરી અને ખંડગીરી પર્વતમાં ગુફાઓ કરાયેલી.

શું કાળની માટીની પકવેલ મૂર્તિઓ બહુ સંખ્યામાં વારાણસી, અલ્હાબાદ, મથુરા, પટણા અને ગુજરાતમાં (શામળાજી પાસે) મળી છે. તે એટલી સુંદર ને પ્રભાવિત છે. રાજારાણી, નરનારી યુગલ, બાલકબાલિકા સૌંદર્ય, દેવી પ્રેમ કરતા નાચતા યુગલ રમણીય અને સજીવતા તેમાં છે.

કુશાણકળા ઈ. સ. ૧ થી ૨૫૦ની કુશાણ કળા મથુરામાં શ્રેષ્ઠ કેન્દ્ર હતું. બુદ્ધ અને જૈન મૂર્તિઓ દેવ–દેવતાની મૂર્તિઓ મથુરામાં બનાવી ભારતનાં વિભિન્ન સ્થાનો પર મોકલાતી. લાલ પથ્થરની આ મૂર્તિઓ મથુરા શૈલીના નામથી ઓળખાતી. તે કાળની કળાનું બીજું ધામ કેન્દ્ર ગાંધાર (સરહદ પ્રાંત) હતું. તે મૂર્તિઓ શ્યામ સ્લેટીયા પાષાણની. યુનાની (ગ્રીક) શિલ્પીઓની તે બનાવટ કહેવાય છે. તે શૈલીને ગાંધાર શૈલી કહેવાય છે.

આંધ્રકાળ ઈ. સ. પૂ. ૨૩૦ થી ઈ. સ. ૨૨૫–આંધ્ર–કર્ણાટકના ગંતુર જિલ્લામાં કૃષ્ણા નદીના તટ પર અમરાવતી સ્થાન પર વિશાળ બૌદ્ધ સ્તૂપ આરસનો સુસજ્જિત સુંદર અલંકૃત બનાવેલ. તેમાં બુદ્ધપૂજા અને તેના પૂર્વજન્મની કથા કોરેલી છે તેના અવશેષો કલકત્તા, મદ્રાસ અને અમરાવતી સંગ્રહાલયમાં છે. ગંતુર જિલ્લામાં જ્યાં નાગાર્જુન કોંડા નામનું સ્થાન છે, ત્યાં તે કાળના સુંદર સ્થાપત્યો અને તેની મૂર્તિકલા નમૂનોદાર મળ્યા છે. ત્યાં જળબંધ બંધાતાં તે ખસેડી અન્ય સ્થાને લાવવામાં આવેલ છે.

તે કાળની પહાડી ગુફાઓ નાસિક, કન્હેરી, મુંબઈ, કાર્લા ભાજા (પુત્રા)ની ગુફાઓ કોતરાઈ. તેમાં ચૈત્ય, સ્તૂપ અને વિહારો કોતરાયા છે.

નાગવંશ તથા વાકાટકકાળ–ઈ. સ. ૧૮૫ થી ૩૨૦–નાગવંશના તથા વાકાટકવંશના રાજાઓ શૈવ સંપ્રદાયના હતા. તેઓએ અનેક શૈવ કળામય મંદિરો એકમુખ, ચતુર્મુખ લિંગની તેમાં સ્થાપના મધ્યભારતના કેટલાયે નિર્માણ કરાવેલા. તેઓએ અશ્વમેધ યજ્ઞ કરાવેલ.

ગુપ્તકાળ–ઈ. સ. ૩૨૦ થી ૬૦૦–પ્રાચીન કાળનાં મંદિરો ને ભવનોનો વિશેષ સપાટ અગાશી પર અલ્પ કાંઈક કરતા કેટલાક. તે ગુપ્તકાળથી મંદિરો પર શિખરો બનાવવાની શલી શરૂ થઈ. જુદા પ્રકારનાં શિખરો થવાં લાગ્યાં તેથી મંદિરોની શોભા અલંકૃત થઈ. તે




ભગવાન સોમનાથજીના મંદિરનું સંપૂર્ણ પક્ષદર્શનનો પ્લાન પ્રભાસપાટણ

(સ્થપતિ પ્રભાશંકર ઓ. સોમપુરા)




ભગવાન સોમનાથજીના મંદિરના પૂર્વ પશ્ચિમ છેદ દર્શન

(સ્થપતિ પ્રભાશંકર ઓ. સોમપુરા)

श्री सरस्वत्यै नमः श्रीगणेशाय नमः श्रीविश्वकर्मणे नमः

श्री विश्वकर्माकृताया वास्तुशास्त्रे वास्तुविद्याम् (पूर्वार्ध)

# VASTUVIDYAM
BY
VISHWAKARMA

## आयादिगणिताध्याय प्रथमोध्याय ॥१॥

श्री विश्वकर्माउवाच—

अथातःसंप्रवक्ष्यामि आयादिनां लक्षणे

प्रासादनिलयेपुरे वापिप्राकर मंडये ॥ ॥१॥

वास्तु कर्मेषु सर्वेषु आयादिगणित योजयेत् ।

ईदानी कथियिष्यामि गणीतवास्तुकर्मके ॥ ॥२॥

१ आय—आयत्वं च पृथुत्वे न गुणयेदाकर्मणि ।

अष्टाभिर्हरैत्भाग यत्शेषंआयादिशु ॥ ॥३॥

ध्वजाधूमस्तथासिंह श्वानोवृषखरौगज ।

ध्वाक्षंचैव समं द्रष्ट्वा प्राच्यादिपुप्रदक्षिणे ॥ ॥४॥

ध्वजोसिंहो वृषोगजो शस्यतेशुभवेश्मशु

अधमानं खरोध्वांक्षो धूमश्वानःसुखावहा ॥ ॥५॥

प्रासाद प्रतिमालिङ्गे जगतीपीठमंडपे

वेदीकुंडेशुचि चैव पताकाछत्र ध्वजादेय ॥ ॥६॥

अग्निकर्मषुसर्वेषु होमशाला महानसे

धूमोऽग्निकुंडसंस्थाने होमकर्मगृहेऽपिच ॥ ॥७॥

आयुधेषुसमस्तेषु नृपाणांभवेनेषुच्च

नृपासने सिंहद्वारे सिंहतत्र निवेशयेत् ॥ ॥८॥

श्वानोम्लेच्छंगृहे प्रोक्तो वेश्यागारेनटस्यच

नृत्यकारेषु सर्वेषु श्वानःश्वानोपजिविनाम् ॥ ॥९॥
वणिजकर्मषु सर्वेषु भोजनपात्रेषु मंडपे
वृषास्तुरंङ्गशालानां गौशालागोकुलेषुच ॥ ॥१०॥
तत्वितघ्नादिस्वरे वाजित्रेविविधे तथा
कुलाल रजाकादिका खरो गर्दभोपजिविनाम् ॥ ॥११॥
गजश्च गजशालायां सिंहयत्नेन वर्जयेत्
सिंहासने गजंदेयं यानस्यायगृहेषुचे ॥ ॥१२॥
मठेषु यंत्रशालासु जिनशालादिकषुत्च
ध्वांक्षचैव प्रदातव्यं शिल्पकर्मोप्रजिविनाम् ॥ ॥१३॥
वृषस्थाने गजंदद्यात् सिंहवृषमहस्तिनौं
ध्वज—सर्वेषुदातव्यं वृषो नान्यत्रदीयते ॥ ॥१४॥
प्रासादेमंडपे वाहये गृहेभित्तिस्तुमध्यत ॥

## आय स्वरुप

यथानामा तथामुखा ध्वजनर ध्वांक्षकाकरुपकं
मुखैःस्वनामा सदशाः नराकार करोदरा ॥ ॥१५॥
हस्तभ्यां तद्रूपाढ्या पादाभ्यां विहंगाकृते
सर्वेषां सिंहवद्रीवा प्रवलाश्च महोकटा ॥ ॥१६॥
२ नक्षत्रा फलेचाप्टगुणो तस्मिन सप्ताविंशति भाजित
यदच्छेषं लभते तत्र नक्षत्र तद्गृहेषुय ॥ ॥१७॥
३ गण—पुनर्वसुश्विनी पुष्य मृगश्रवणरेवती
स्वाति हस्तानुराधाय एतेदेवगणाःस्मृता ॥ ॥१८॥
भरणी रोहिणि आर्द्रा पूर्वाणा तृतीयंतथा
उत्तरात्रयं श्चैव नवैतेमानुषागणा ॥ ॥१९॥
विशाखा कृतिकाश्लेषा मघाच शतभिषास्तथा
चित्रा ज्येष्ठाधनीष्ठाच मूलअेतेच राक्षसा ॥ ॥२०॥
स्वगणेचोत्तमा प्रिति मध्येमानवराक्षसा
कलहोदेवदैत्यानां मृत्युमानव राक्षसै ॥ ॥२१॥

४ चंद्र—कृतिकाद्या सप्त सप्त पूर्वादिषु प्रदक्षणे
अष्टाविंशति ऋक्षाणी ततःचंद्रमुदियते ॥ ॥२२॥
अग्रतो हरते आयु पृष्ठतो हरतेधन
वामदक्षिणातो चंद्रो धनधान्यकरस्मृता ॥ ॥२३॥
प्रासादे राजवेश्मेषु चंद्रोदद्यात् अग्रतो
अन्यषां च न दातव्य श्रीमंतादिगृहेषुच ॥ ॥२४॥
५ व्यय—नक्षत्रं वसुभिर्भक्त यद्च्छेषं व्ययोभवेन
समव्ययः पिशाच राक्षसस्यव्ययोऽधिकं ॥ ॥२५॥
व्ययन्यूनो नरोऋक्षो धनंधान्यकर स्मृता
६अशंक—मूलराशी व्ययक्षिप्यं गृहनामाक्षराणिच ॥ ॥२६॥
त्रिमिरेव हरेद्भागे यच्छेषं तदंशकम्
इंद्रो यमश्चराजानां अंशके क्रमेणतु ॥ ॥२७॥
प्रमाणं त्रिविधोत्कतव्या ज्येष्ठ मध्यम कन्यस
७ तारा—गणयेत्स्वामि नक्षत्रं यावदक्षं गृहस्यच ॥ ॥२८॥
नवमिश्च हरेत्भागं शेषं तारा प्रकीर्तिता
ताराषट्श्रुभाप्रोक्ता ध्येकाद्विचतुषड्राष्टनवके ॥ ॥२९॥
त्रिपंच सप्तभिःश्चैवएमितारा विवर्जिता ॥ ॥३०॥

इतिश्री विश्वकर्माकृताया वास्तुवास्त्रे वास्तुविंद्याय आयादिगणिताध्याय प्रथमोध्याय क्रमांक १ पूर्वार्धं

## શ્રી વિશ્વકર્મા કૃતાયાં વાસ્તુવિદ્યાયાં વાસ્તુશાસ્ત્રે પ્રથમોધ્યાય

### आयादि गणिताध्याय प्रथम पूर्वार्ध

શ્રી વિશ્વકર્મા કહે છે, હવે હું પ્રાસાદ કે ભવન વાસ્તુ, જળાશ્રયાદિયાના

**૧ આય :** આયાદિ ગણિત કહું છું. ક્ષેત્રની લંબાઈ–પહોળાઈને ગુણી આઠ ભાગતાં શેષ રહે તે ધ્વજાદિ આઠ આય જાણવા. (૧) ધ્વજ (૨) ધૂમ (૩) સિંહ (૪) શ્વાન (૫) વૃષભ (૬) ખર (૭) ગજ (૮) ધ્વાંક્ષ એમ આઠ નામોમાં જાણવા ધ્વજ, સિંહ,

વૃષભ ને ગજાય શુભ કર્મમાં દેવા. અન્યના સ્થાને સુખ આપનારા જાણવા. ધ્વજાદિ-પૂર્વાદિ દિશાઓથી ફરતા કહેલા છે. (૧) પ્રાસાદ, પ્રતિમા, લિંગ, જગતીપીઠ મંડપ. વેદી, કુંડ, સરવો ને ધ્વજાને ધ્વજાય દેવો. (૨) અગ્નિ કર્મ કરનારા ભાડભૂંજા હોમશાલા, અગ્ની, કુંડ, હોમ કર્મના સ્થાને. ધૂમ્રાય દેવા. (૩) સર્વ શસ્ત્રોને રાજાના મહેલને સિંહાસને સિંહદ્વારે સિંહાય દેવો. (૪) મ્લેચ્છના ઘરે, વેશ્યાને ત્યાં, નટને ત્યાં નૃત્યશાલા અને જેની આજીવિકા શ્વાન પર હોય તેને શ્વાન આય દેવો. (૫) વણિકકર્મ કરનારને ત્યાં ભોજનપાત્રો ને તથા મંડપે, ગૌશાળા અને ગોવાળોના ઘરે વૃષ આર્ય દેવો. (૬) તત વિતથ વાજિંત્રો ગણિકા, ને વાજિંત્રો ને કલાલ, ધોબી અને કુંભારને ત્યાં ગર્દભ પર જીવિકા હોય તેને ત્યાં ખરાય દેવો. (૭) હાથીખાનાએ સિંહાસને બધા વાહનોને ગજાય દેવો, પરંતુ ત્યાં સિંહાય દેવો સાધુના મઠના સ્થાને જીનશાળાએ યંત્રશાળા અને શિલ્પ કર્મ કરનારાને ત્યાં ધ્વાંક્ષ આય દેવો. વૃષને સ્થાને ગજાય. સિંહાયને વૃષાયને સ્થાને ગજાય દેવો. સર્વસ્થાનોએ ધ્વજાય દેવો પરંતુ વૃષાય ન દેવો. પ્રાસાદ અને મંડપને ભીતિ સાથે ગણીને અને ઘરની અંદરના ભાગે ગણિત મેળવવું. (૧૫)

આયનાં સ્વરૂપો કહે છે જેવાં તેનાં નામ છે તેવાં તેનાં સુખ સ્વરૂપ છે. ધ્વજાયનુ પુરુષ જેવું ને ધ્વાંક્ષ આયનુ કાગડાં સુખ કરવું. મનુષના આકારના હાથ અને પેટ હોય છે. હાથ તેમા રૂપ જેવા અને તેમા પગો વિહંગ પક્ષીના જેવા સર્વના ગ્રીવા સિંહના જેવી એવા આયો પ્રબળ કહ્યાં છે.

**૨ નક્ષત્ર :** ક્ષેત્રની લંબાઈ–પહોળાઈના ક્ષેત્રફળને સત્તાવીસે ભાગવાથી નક્ષત્રની મુળ રાશિ ઊપજે છે,

**૩ ગણ :** (૧) પુનર્વસુ (૨) અશ્વિની (૩) પુષ્ય (૪) મૃગશીર્ષ (૫) શ્રવણ (૬) રેવતી (૭) સ્વાતી (૮) હસ્ત અને (૯) અનુરાધા એ નવ નક્ષત્રો દેવગણના જાણવા.

ભરણી, રોહિણી, આર્દ્રા, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ, પૂર્વા ફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, ઉત્તરાફાલ્ગુની અને આદ્રાએ નવ નક્ષત્રો મનુષ ગણના છે. કૃતિકા, મૂળ, અશ્લેષા, મઘા, ચિત્રા, વિશાખા, ધનિષ્ઠા, શતાભિષા ને જયેષ્ઠા એ નવ નક્ષત્રો રાક્ષસ ગણના જાણવા. (૨૦) ઘરને ઘરધણીની એક જ ગણ હોય તો ઉત્તમ પ્રીતિ. એકનો મનુષ્ય ગણ અને બીજાનો રાક્ષસ ગણ હોય તો મધ્યમ પ્રીતિ, પરંતુ એકનો રાક્ષસ ગણ અને બીજાને દેવ ગણ હોય તો કલહ કરાવે. એકનો મનુષ્ય ગણ અને બીજાને દેવ ગણ હોય તો મૃત્યુ કરાવે. (૨૧)

**૪ ચંદ્ર :** નક્ષત્રો ચારે દિશાઓમાં વહેંચાયેલા છે. તે તે નક્ષત્રનો ચંદ્રમા કહેવાય કૃતિકાદી સાત સાત નક્ષત્રો ચારે દિશાઓમાં રહેલા છે. (૧) કૃતિકા (૨) રોહિણી (૩) મૃગશીર્ષ (૪) આદ્રો (૫) પુનર્વસુ (૬) પુષ્ય ને (૭) અશ્લેષા એ સાત નક્ષત્રો પૂર્વના છે. (૧) મઘા (૨) પૂ. ફાલ્ગુની (૩) ઉ. ફાલ્ગુની (૪) હસ્ત (૫) ચિત્રા

(૬) સ્વાતી (૭) વિશાખા એ સાત નક્ષત્રો દક્ષિણ મુખના છે. (૧) અનુરાધા (૨) જેષ્ઠા (૩) મૂળ (૪) પૂ. ષાઢા (૫) ઉ. ષાઢા અને (૬) શ્રવણ એ છ નક્ષત્રો પશ્ચિમ મુખના છે. (૧) ધનિષ્ઠા (૨) શતાભિષા (૩) પૂ. ભાદ્રપદ (૪) ઉ. ભાદ્રપદ (૫) રેવતી (૬) અશ્વિની (૭) ભરણી એ સાત નક્ષત્રો ઉત્તર મુખના છે. નક્ષત્રનો ચંદ્રમા ઘરના આગળ આવેલ હોય તો આયુષ્ય હણે. જો ચંદ્રમા પાછળ હોય તો ધન હરે. પરંતુ ઘરની ડાબી જમણી તરફ ચંદ્રમા આવેલ હોય તો ધન-ધાન્યની વૃદ્ધિ કરે. પ્રાસાદને રાજભવને આગળ કે બાજુમાં ચંદ્રમા હોય તો તે શ્રેષ્ઠ જાણવું. અન્ય શ્રીમંતોના ઘરને પણ ચંદ્રમા આગળ દેવો. (૨૪)

**૫ વ્યય :** નક્ષત્રના ક્રમાંકને આઠે ભાગતાં શેષ રહે તે વ્યય જાણવો (૧) શાન્ત (૨) પૌર (૩) પ્રદ્યોત (૪) શ્રિયાનંદ (૫) મનોહર (૬) શ્રીવત્સ (૭) વિજય (૮) ચિદ્દાત્મક આઠ નામો જાણવા આય અને વ્યયનો એ સમાન અંક હોય તો પિશાચ જાણવું. આય તો વ્યયનો અંક વધુ હોય તો રાક્ષસ જાણવું અને આયના અંકથી વ્યયનો અંક ઓછો આવે તો ધન-ધાન્ય વૃદ્ધિ કરાવે. (૨૫)

**૬ અંશક :** ક્ષેત્રફળના મૂળરાશિના અંકમાં વ્યયનો અંક ઉમેરવો અને તેમાં ઘરના નામાક્ષરના જેટલા અક્ષરોના અંક હોય તે મેળવી સરવાળો કરવો તેને ત્રણે ભાગવાથી જે શેષ રહે તે અંશક જાણવો. ૧ શેષ વધે તો ઈદ્રાંશક, બે શેષ વધે તો યમાંશક અને ત્રણ શેષ રહે તો રાજાંશક જાણવો. તે અનુક્રમે જેષ્ઠ, મધ્યમ ને કનિષ્ઠ જાણવા (૨૭)

**૭ તારા :** ઘરધણીના નક્ષત્રથી ઘરના નક્ષત્ર સુધી ગણતાં જે અંક આવે તેને નવથી ભાગતાં જે શેષ રહે તે તારા જાણવી તેનાં નામો (૧) શાન્તા (૨) મનોહરા (૩) ક્રુરા (૪) વિજયા (૫) કલહોદ્ભવા (૬) પદ્મિની (૭) રાક્ષસી (૮) વીરા (૯) આનંદ એ નવ તારાના નામ જાણવા. તેમાં છ તારા શુભ કહ્યા છે. એક, બે, ચાર, છ, આઠ ને છ તારા શ્રેષ્ઠ જાણવી. ત્રીજી, પાંચમી અને સાતમી એ ત્રણ તારા તજી દેવી તે શ્રેષ્ઠ છે. (૩૦)

**इतिश्रो विश्वकर्मा कृताया वास्तुविद्याया गणित लक्षणाध्याय** પ્રથમો ક્રમાક-૧

પદ્મશ્રી સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શિલ્પવિશારદે કરેલા ભાષા ટીકા.

## आयोना जन्मनक्षत्र राशि आदि कोष्टक

| | આય | જન્મનક્ષત્ર | રાશિ | અધિપતિ | દેવતા |
|---|---|---|---|---|---|
| ૧ | ધ્વજ | અશ્વિની | મેષ | મંગળ | અશ્વિનીકુમાર |
| ૨ | ધૂમ | અશ્લેખા | કર્ક | સૂર્ય | સર્વદેવો |
| ૩ | સિંહ | મઘા | સિંહ | સૂર્ય | પિતૃઓ |
| ૪ | શ્વાન | શ્રવણ | મકર | શનિ | સર્વદેવો |
| ૫ | વૃષ | આર્દ્રા | મિથુન | બુધ | રુદ્ર |
| ૬ | ખર | ચિત્રા | કન્યા | શુક્ર | ત્વષ્ટા (વિશ્વકર્મા) |
| ૭ | ગજ | ધનિષ્ઠા | કુંભ | શનિ | વાસ્તુ |
| ૮ | ધ્વાંક્ષ | જેષ્ઠા | વૃશ્ચિક | મંગળ | શુક્ર |

નક્ષત્ર વૈર–ઉત્તરા ફાલ્ગુની અને અશ્વિની એ બે નક્ષત્રોએ પરસ્પર વૈર
સ્વાતીને ભરણીને વૈર શ્રવણ અને પુનર્વસુને વૈર રોહિણીની ઉત્તરાષાઢાને વૈર ચિત્રા અને હસ્તને વૈર
પુષ્પ અને અશ્વેખાને વૈર        જેષ્ઠાને વિશાખાને પરસ્પર વૈર
પ્રાસાદ, ઘર, આસન, શયન–વિશે ભવન અને ઘરધણી સાથે નક્ષત્ર વેરનો ત્યાગ કરવો.

अंग १३ नक्षत्रवेर    રાશી પરથી ઇષ્ટ અનિષ્ટ ષડાષ્ટક ફળદર્શક કોષ્ટક

## भवन और भवनपति की राशि पर से इष्ट–अनिष्ट खडाष्टक फल दर्शक कोष्टक

| भवन का नक्षत्र का अंक और मूलराशी | | | नामाक्षर | अ ल इ | ब व ऊ | क छ घ | ड ह | म ट | ट ठ ण | र त | न य | भ ध फ ढ | ज ख | ग स | द च झ थ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | राशि | १ मेष | २ वृषभ | ३ मिथुन | ४ कर्क | ५ सिंह | ६ कन्या | ७ तुला | ८ वृश्चिक | ९ धन | १० मकर | ११ कुंभ | १२ मीन |
| १ अश्विनी १७ | २ भरणी ७ | ३ कृतिक २४ | १ मेष | इष्ट | दरिद्र | श्रेष्ठ | श्रेष्ठ | क्लेश | मरण | प्रीति | मरण | क्लेश | श्रेष्ठ | श्रेष्ठ | दरिद्र |
| ४ रोहिणी १४ | ५ मृगशीर ४ | — | २ वृषभ | दरिद्र | इष्ट | दरिद्र | श्रेष्ठ | श्रेष्ठ | क्लेश | मरण | प्रीति | मरण | क्लेश | श्रेष्ठ | श्रेष्ठ |
| ६ आर्द्रा २१ | ७ पुनर्वसु ११ | — | ३ मिथुन | श्रेष्ठ | दरिद्र | इष्ट | दरिद्र | श्रेष्ठ | श्रेष्ठ | क्लेश | मरण | प्रीति | मरण | क्लेश | श्रेष्ठ |
| ८ पुष्य १ | ९ अश्लेषा १८ | — | ४ कर्क | श्रेष्ठ | श्रेष्ठ | दरिद्र | इष्ट | दरिद्र | श्रेष्ठ | श्रेष्ठ | क्लेश | मरण | प्रीति | मरण | क्लेश |
| १० मघा ८ | ११ पू फा २५ | १२ उ फा १५ | ५ सिंह | क्लेश | श्रेष्ठ | श्रेष्ठ | दरिद्र | इष्ट | दरिद्र | श्रेष्ठ | श्रेष्ठ | क्लेश | मरण | प्रीति | मरण |
| १३ हस्त ५ | १४ चित्र २२ | — | ६ कन्या | मरण | क्लेश | इष्ट | श्रेष्ठ | दरिद्र | इष्ट | दरिद्र | श्रेष्ठ | श्रेष्ठ | क्लेश | मरण | प्रीति |
| १५ स्वाति १२ | १६ विशाखा २ | — | ७ तुला | प्रीति | मरण | क्लेश | श्रेष्ठ | श्रेष्ठ | दरिद्र | इष्ट | दरिद्र | श्रेष्ठ | श्रेष्ठ | क्लेश | मरण |
| १७ अनुराधा १९ | १८ जेष्ठा ९ | — | ८ वृश्चिक | मरण | प्रीति | मरण | क्लेश | श्रेष्ठ | श्रेष्ठ | दरिद्र | इष्ट | दरिद्र | श्रेष्ठ | श्रेष्ठ | क्लेश |
| १९ मूल २६ | २० पू षाढ १६ | २१ उ षाढ ६ | ९ धन | क्लेश | मरण | प्रीति | मरण | क्लेश | श्रेष्ठ | श्रेष्ठ | दरिद्र | इष्ट | दरिद्र | श्रेष्ठ | श्रेष्ठ |
| २२ श्रवण २३ | २३ धनिष्ट १३ | — | १० मकर | श्रेष्ठ | क्लेश | मरण | प्रीति | मरण | क्लेश | श्रेष्ठ | श्रेष्ठ | दरिद्र | इष्ट | दरिद्र | श्रेष्ठ |
| २४ शतभि १३ | २५ पू. भा २० | — | ११ कुंभ | श्रेष्ठ | श्रेष्ठ | क्लेश | मरण | प्रीति | मरण | क्लेश | श्रेष्ठ | श्रेष्ठ | दरिद्र | इष्ट | दरिद्र |
| २६ उभा १० | २७ रेवती २७ | | १२ मीन | दरिद्र | श्रेष्ठ | श्रेष्ठ | क्लेश | मरण | प्रीति | मरण | क्लेश | श्रेष्ठ | श्रेष्ठ | दरिद्र | इष्ट |

श्री विश्वकर्माकृते वास्तुविद्याया वास्तुशास्त्रे क्रमांक द्वीतियोध्याय ॥२॥

## ग्रंथपूर्ति

वास्तुप्रारंभ

शुभ लग्ने शुभ नक्षत्रे पंचग्रह बलान्विते
मास संक्रांतिवत्सादि निषिद्धकाल वर्जिते ॥ ॥३॥

भूमिपरीक्षा—सर्वदिक्षुप्रवाहोवा प्रागुद्कशंकरप्लवा
केशांगाराकाष्टलोहास्थिक्रान्त शोधयेत्भूमि ॥ ॥२॥

पाषाणान्ते जलान्तवा वालुकान्नखनेन्त भूमि
दिग्शुद्धिकृतेवास्तु पुरप्रासाद मंदिर ॥ ॥३॥

पंचवानवाशिला मध्येकूर्मशिला स्थापयेत्
एक हस्तेतु प्रासादे शिलो वेदांङ्गुलोभवेत् ॥ ॥४॥

षडांङ्गुला द्विहस्तेच त्रिहस्तेच ग्रहांङ्गुला
चतुहस्तेय प्रासादे शिलास्याद द्वादशांम् ॥ ॥५॥

ततोऽपरेप्ट हस्तांते वृद्धिवेदांङ्गुलोभवेत्
पुनःत्र्यंगुलातोवृद्धि पंचाश हस्तकावधि ॥ ॥६॥

पादेन चोच्छिता शस्तातांकुर्याद पंकजान्वितम्
दिग्पाल क्षेत्रपाल गणेशचंडीका वास्तौ ॥ ॥७॥

एतेषां विधिवत्पूजा कृत्वाकर्मसमारभेत्
शिलाधःनागकूर्मोपरिकुंभ स्थापयेत् ॥ ॥८॥

एक हस्तादिप्रासादाद् यावद् हस्तशतार्धकम्
प्रमाणां कुंभकेमुले नासिकेभित्ति बाह्यते ॥ ॥९॥

त्रिपंचसप्तनवोभि फलनाभिर्विभाजितम्
प्रासादस्यांङ्गसंख्याच वारिमार्गान्तरस्थिता ॥ ॥१०॥

इतिविश्वकर्माकृते वास्तुविद्याया वास्तुशास्त्रे वास्तुप्रारंभाशिला स्थापना ध्याय द्वीतियोध्याय ॥२॥

## विश्वकर्मा उवाच

વાસ્તુપ્રારંભ શુભ લગ્ને શુભ નક્ષત્ર પાંચ ગ્રહો બળવાન હોય ત્યારે શુભ માસને શુભ સંક્રાંતિકાળે વત્સાદિ દોષ ન હોય એમ નિષેધ કાળ તજીને વાસ્તુનો પ્રારંભ ભૂમિ-પરીક્ષા કરીને કરવો. સર્વ તરફ પાણીનો પ્રવાહ હોય એટલે ઉચ્ચ ભૂમિ પર કે ઈશાન કે પૂર્વ તરફ ઢાળ હોય તેવી ભૂમિ શુભ જાણવી–ભૂમિની અંદરથી શલ્ય દોષ કાઢવો. વાળ, કોલસા, લાકડું, લોઢું હાડકાં, શિંગડા કે રાખ કોલસા જેવા શલ્ય કાઢી ભૂમિ શુદ્ધ કરી પ્રારંભ કરવી (૨) વસ્તુનો પાયો પાષાણુ કે મોરમ કાકરા આવે ત્યાં સુધી કે રેતીના અંત સુધી દઢ ભૂમિ સુધી પાયો ખોદી શિલાસ્થાપન ભૂમિશુદ્ધિ કરીને કરવી. શુદ્ધ દિશા સાધન કરીને વાસ્તુ એટલે નગર પ્રાસાદ કે મંદિરનું નિર્માણ કરવું, દિગ્મુઢ વાસ્તુ ન કરવું (૩)

પાંચ શિલા કે નવ શિલા–ભૂમિમાં સ્થાપન કરવી તેમાં મધ્યમાં કૂર્મ શિલા સ્થાપવી. કુર્મ શિલાનું પ્રમાણ કહે છે એક હાથના પ્રાસાદને ચાર આંગુલની શિલા કરવી. બે હાથનાને છ આંગુલની, ત્રણ હાથનાને નવ આંગુલની, ચાર હાથનાને બાર આંગુલની શિલા કરવી. પાંચથી આઠ હાથ સુધીના પ્રાસાદને પ્રત્યેક ગજે ચારચાર આંગુલની વૃદ્ધિ કરતા જવું. નવથી પચાસ ગજના પ્રાસાદને પ્રત્યેક ગજે ત્રણ ત્રણ આંગુલીની વૃદ્ધિ કરવી. કહેલા કુર્મ શિલાના માનના ચોથા ભાગે શિલા જાડી કરવી. તે કમળના પુષ્પ જેવી સુંદર કરવી. શિલાસ્થાપન સમયે દીગ્પાલ, ક્ષેત્રપાલ, ગણેશ, ચંડી અને વાસ્તુનું પૂજન કરવું. (૭) એ રીતે વિધિથી સમારંભ કરવો. શિલાની નીચે ભૂમિ પર નાગ અને કાચબો ત્રાંબા કે ચાંદીના કરી મૂકી તે પર કળશ મૂકવો. તે ઉપર શિલાનું સ્થાપનવિધિથી શિલાને વસ્ત્ર લપેટીને કરવું. (૮) એક હાથથી પચાસ હાથ સુધીનો સર્વ પ્રમાણો પ્રાસાદની ભીતિની બહાર કુંભાના નાસિકા રેખાથી બધા પ્રમાણ જાણવા. પ્રાસાદના અંગના ત્રણ–પાંચ–સાત–નવ એમ અંગ વિભાગોની સંખ્યાના ફાલના (ખાંચા પાડવા) જાણવા. તે ફાલના-ઓની વચ્ચે પાણીતાર પાડવા (૧૦)

ઇતિશ્રી વિશ્વકર્માકૃતે વાસ્તુવિદ્યાયાં વાસ્તુશાસ્ત્રે વાસ્તુ પ્રારંભને શિલાસ્થાપના ક્રમાંક અધ્યાય બીજાનો. પદ્મશ્રી પ્રભાશંકર ઓ. સોમપુરા શિલ્પ વિશારદે કરેલા ભાષાનુવાદ. ક્રમાંક અધ્યાય બીજો.

પાયામાં મધ્યમા કૂર્મશિલા અને દિશાઓને કોણોમાં અષ્ટશિલા સ્થાપન કરવી.





अपराजिता खड्ग

पश्चिम









मध्ये धरणीशिला रक्तवर्णा

पूर्व










## श्री विश्वकर्माकृतायां वास्तुविद्यायां जगती लक्षणाध्याय क्रमाक ३

विश्वकर्माउवाय अतः ऊर्ध्वप्रवक्ष्यामि जगत्यां लक्षण परम

ये नवै कृत मात्रेण सर्वश्रेय समाप्नुयात ॥१॥
प्रासाद विस्तर तुल्य प्रासादार्धं प्रमाणतः ।

पादोनं वाथ कर्तव्यं सार्धवाथ प्रयोजयेत् ॥२॥
द्विगुणं वाथ कर्तव्यं सोपानायाम कीर्तितः ।

शुण्डिका (सुच ?) विज्ञेयं तत्पादे गण्ड विस्तरम् ॥३॥
द्वितीयं तत्समं ज्ञेयं शुण्डिकोभयतः स्थिता ।
प्रासादार्धं समं ज्ञेयं जगतीभद्रनिर्गमम् ॥४॥

पादोनं वाथ कर्तव्यं प्रासादस्य समं ततः ।
भद्रनिर्गम तुल्यं तु जगतीगण्डनिर्गमम् ॥५॥

द्वितीयं तत्समं कार्यं प्रतीहारास्तदग्रतः ।
मूलनायकं यन्मानं तन्मानात्पाद वर्जितम् ॥६॥

(ऊर्ध्वोदयलक्षणम्)

जगत्योदय संग्राह्या चतुर्दश विभाजितम् ।
प्रथमे चतुरश्रेतु सार्धभाग समुच्छ्रयम् ॥७॥

द्वितीयं तत्समं कार्यं तृतीयं तत्प्रमाणतः ।
४
चिप्पिका उर्ध्वमेकेन भाग मेकेन कुंभकम् (पात्तली ?) ॥८॥
भागार्धे खुरकं ज्ञेयं पादोनं जाडयकुंभकम् ।

९ १०
भागर्धे कर्णकं कुर्यात् पादोनंतरपत्रिका ॥९॥
भागार्धं खुरकं कार्यं सार्धं भागं तु कुम्भकम् ।

पादोनभागमुत्सेधं कलशं कुर्याद्विचक्षणः ॥१०॥

[११] भागार्धं नान्तरपत्रं पादोनं च [१२] कपोतिका ।

रूपकण्ठं च भागेन निर्गमं तु त्रिभागिकम् ॥११॥

एतेन कथितं सर्वं जगतीनां समुच्छ्रयम् ।

(जगत्योर्ध्व कक्षासनम्)



જગત્યોર્ધ્વ કક્ષાસન શ્લોક-૧૫

तथाहं कथयामिति तत्र पुत्र यथार्थतः ॥१२॥

राजसेनो (धरेनाम [१३] ?) अर्धभाग प्रमाणतः ।

सार्धभाग समुच्छ्रेया [१४] पत्रयुक्तं सुवेदिका ॥१३॥

आसनपट्टमानं तु अर्धभागं च सङ्ख्यया ।

विस्तारं च द्विभिर्भागैः[१५] पादयुक्ताश्च कारयेत् ॥१४॥
मत्तवारणकं[१६] चैव सार्धभाग समुच्छ्रयम् ।
तस्योदयंश्च त्रिभामेन पिण्डंकुर्याद्विचक्षणः ॥१५॥
पादोन कायेत् पिण्डश्च न न्यूना न ततोधिका ।

(शिवजगतोस्थकोणधामानि आयतन)

अथ प्रासादमानेन कन्यसे चैव चोच्यते ॥१६॥
अर्धेन कोणधामानि चतुःकोणेन दापयेत् ।
वामे गणाधिपत्यं च दक्षिणे पार्वती स्मृता ॥१७॥
नैऋत्ये भास्करं विद्यात् वायव्ये च जनार्दनम् ।
मातृभिर्मातर स्थाने दक्षिणं दिशमाश्रितम् ॥१८॥
पश्चिमां जलशेनस्तु सौम्यायां अश्ववाहनम् ।
(स्थात्पथि ?) चैव कर्तव्यं इशान्यां देवतालयम् ॥१९॥
प्रासादस्योत्तरे कार्यं गृहं (चन्द्रस्य ? चण्डस्य) चोत्तमम् ।
चतुरश्रं च वृत्तं वा वलभ्याकृतिमुत्तमम् ॥२०॥
अर्ध भागे त्रिपादे वा (यथा वाध्यान जायते ?) ।

(अथचंडनाथ)

तथात्रै कार्य्येत्प्राज्ञः जगत्यां मध्यसंस्थितम् ॥२१॥
चारुसिंहासनासीनं नीलमेघाञ्जन प्रभम् ।
उर्ध्वेचक्रं[१८] सुतेजाढयं पिवंतं[१९] स्नपनं[२०] सदा ॥२२॥
टंकऽपाणि महाचण्डं[२१] प्रणालाधो व्यवस्थितम् ।
इदशं कारयेचण्डं सर्वकामफलप्रदम् ॥२३॥
[२२]स्वयंम् वाणलिङगे च स्थण्डिलेमण्डलेपिवा ।
[२३]अद्वैतमन्त्र संयुक्ते चले चण्डेन विद्यते ॥२४॥
[२४]रोहलिऽगे स्वयम्भूवाणलिऽगे सवेदिका ।

इत्तरे च जगत्यायां चले चण्डेन विद्यते ॥२५॥
बाण रोहे चले सिध्ये न चण्डायं स्वयम्भूवा ।
प्रतिमानां च सर्वेषां अद्वैते[२५] स्थण्डिलेन हि ॥२६॥

## —नंदिमंडप—

वृषभं तोरंण चैव तथावै नृत्यमण्डपम् ।
प्रासादाग्रे प्रकर्तव्यं[२६] सर्वशोभा समन्वितम् ॥२७॥
[२७]अनन्तरं च त्रिभागेन [२८]चतुर्थांशेन चोत्तमम् ।
[२९]भूतांशेन तु कर्तव्यं द्वितोयं नृत्यमण्डपं ॥२८॥
[३०]जगत्यायाम गर्भं तु गर्भं वै मण्डपस्यच ।

## (शिव प्रतीहाराः)

तत्समानः प्रतीहारा द्वारे च वामदक्षिणे ।
नामानि च प्रवक्ष्यामि यथोक्तानि स्वयंभुवा ॥२९॥
जगती चतुर्मुखा नामः महाकालं च वामतः ।
दक्षिणे तु भवेन्नंदी सर्वविघ्नविनाशन ॥३०॥
याम्या यांच स्मृतं द्वारं भृंगौं वामौ विनिर्दिशेत् ।
हेरंबो दक्षिणे कुर्यात् (द्वारदो ?)[२] विघ्ननाशन ॥३१॥
पश्चिमायां दिशां वामे दुर्मुखो[३] पाण्डुरो भवेत् ।
सौम्यायां च दिशां वत्स ! सितो वामे[४]ऽसितोत्तरे ॥३२॥
चत्वारि द्वारः विख्यातां [५]जगत्यां रूपदायकाः ।

## (जगतीभूषण दीग्पालादिस्थापन)

देव्यांश्च दिग्पालांश्च यथा स्थानतः श्रुणु ॥३३॥
पूर्वायां स्थापयेत् शक्रं[६] अग्नै चैवाग्नि गोचरे ।

यमं वै दक्षिणे भागे राक्षसान्नैऋति तथा ॥३४॥
वरुणे पश्चिमायां तु वायव्यां वायुदेवता ।
धनदं सोम दिग्भागे ईशान्याभीश देवता ॥ ॥३५॥
प्रासाद पृष्टि भद्रे तु जगत्यां याः कुमारिकाः
वामे च दक्षिणे चैव सप्तमातृ विनिर्दिशेत् ॥ ॥३६॥

## (विष्णुस्य जगती आयतन)

जगती देवदेलस्य श्रृणु विष्णोर्यथा स्थिता ॥ ॥३७॥
आग्नेयां स्थापयेन्नित्यं मुदकन्तं विनायकम्
[31][याम्यां] वामनं रूपं (तु) नारसिंहं[32] च नैऋते ॥ ॥३८॥
वायव्ये क्रोड[33] रूपं च जलशयनंः वारुणे
कौवेरे बालक्रीडा च ईशाने ([34]मधुनाकुलम् ? मधुनाशनम्) ॥ ॥३९॥
अेवं विष्णुं भवेज्जगती सूर्यस्य[35] श्रृणु सांप्रतः

## (सूर्यस्य जगती आयतन)

शिखीस्थाने कुजं स्थाप्यं गुरुं वामे प्रतिष्ठयो ॥ ॥४०॥
चन्द्रपुत्रं तु नैऋत्ये शुक्रं च वारुणे न्यसेत्
रविपुत्रं तु वायव्ये सोमे सोमं च स्थापयेत् ॥ ॥४१॥
राहु च शंकरे स्थाप्य स्थाप्यता वरदा भवेत्
सुमित्रस्य भवेद्ध्येवं देवद्रोणे सुखावहा ॥ ॥४२॥
अन्यथा कुरुते यस्तु सोपिकुर्य्याशिवेन्यथा

## (चण्डिकास्य जगतीन आयत)

चण्डिकायां प्रवक्ष्यामि श्रृणु ([36]संक्षेप ?) लक्षणम् ॥ ॥४३॥
विघ्नेशमग्निदेशे च मातृहर्म्यं च दक्षिणे
चामुण्डा नैऋते भागे मिश्रादेवी तु पश्चिमे ॥ ॥४४॥
लक्ष्मी च वायव्ये स्थाप्य भद्रकाली च सौम्यगा




સાંથાર મહાપ્રાસાદ તલદર્શન

ऐशान्यां कालरात्री च सर्वकार्यार्थसाधिनी ॥ ॥४५॥
ऐवं तु स्थापयेद्देव्यः सर्वसिद्ध करःशुभा

## ॥ जिनविहारम् ॥

अथजिन विहार कथयाम्यहम् ॥
विहारं यादशंप्रोक्त तादशंकथयाभ्यहम् ॥ ॥४६॥
मध्ये स्थाप्यं वुधजीन श्रीमान अग्रेचित्रेणभूपिता
ताराहर्म्य समोमेत यक्षवृंदगणान्वितम् ॥ ॥४७॥
एक भौम द्विभौमंवा त्रिभुयो कास्योरये
चित्रशाला समोपेतं उपवर्णसंकुलम् ॥ ॥४८॥



ભૂમિજપ્રાસાદ ઉદયેશ્વર (માળવા)

(સ્થપતિ પ્રભાશંકર ઓ. સોમપુરા)



વલભીપ્રાસાદ ગ્વાલીયર, કીલ્લા મધ્યપ્રદેશ



ચિતોડનો કીર્તિસ્તંભ

## (जिनजगति आयतन)

विहार एवमेवंच श्रीमुचान्य जिनालयम्
(रिष्टनेम्ययतः कृत्वा ऋषभं च नियोजयेत् ?)
चतुर्विंशती देवानि अेकमेकं प्रतिष्ठयेत् ॥ ॥५०॥
यक्षैर्गणधरैंःर्दिव्यैः देवतैश्चविशेषतः
नानारूपकसंयुक्ता जगती कारयेत्शुभा ॥ ॥५१॥
प्रासादे मण्डपं कुर्यात् त्रिकं च तदूनन्तरम्
अग्रं वलाणकं कार्यं द्विभूमं च त्रिणीस्तथा ॥ ॥५२॥
सप्त दश [१७] देवकुलीः स्थाप्या वामदक्षिणतः (स्थिताः)
त्रिकस्य पार्श्वयोश्चैव नवपृष्ट ष्टयोगयेन ॥ ॥५३॥
द्विपच्चाश तथा कार्या प्रदक्षिण क्रमेण तु
जिनस्याग्रे प्रदातव्यं समोवसरणं तथा ॥ ॥५४॥
अपूर्ण ॥५५॥

इतिश्री विश्वकर्माकृत्ताया वास्तुशास्त्रे वास्तुविद्याया जगती लक्षणा धिकारे क्रमांक तृतियोध्याय ॥३॥



નિરંધાર પ્રાસાદ



ELEVATION of GOP TEMPLE (Saurashtra)

ગુપ્ત કાળની છઠ્ઠી સદીના ગોપ મંદિરની જગતી ( સૌરાષ્ટ્ર )

## अथ विश्वकर्मा कृते वास्तुविद्याया जगती लक्षणाध्याय ३




JAGATI VASTUVIDYA-14- PART

હવે હું જગતીનાં લક્ષણ કહું છું તે સર્વનું શ્રેય કરે છે. ૧ પ્રાસાદ રેખાયે જેટલા વિસ્તાર તેટલી ઊંચી કરવી. ૨ પ્રાસાદથી અર્ધ યાને. ૩ પ્રાસાદથી પોણા ભાગે. ૪ પ્રાસાદથી દોઢી. ૫ પ્રાસાદથી બમણી એમ પાંચ પ્રકારે જગતીના ઉદયનું સામાન્ય માન જાણવું. (વિસ્તાર માન)

૧॥ }
૧॥ } ત્રણ થશે
૧॥ }

૧ ચીપ્પીકા
૧ કુંભો
૦॥ ખરો
૦॥। જાડંબો
૦॥ કર્ણિકા
૦॥। અંતરાળ
૦॥ ખરો
૧॥ કુંભો
૦॥। કલશો
૦॥ અંતરાળ
૦॥। કેવાળ
૧ પુષ્પકંઠ

૧૪

પ્રાસાદથી છ સાત ગણી વિસ્તારમાં પર્યાય દેવોને સારૂ કરવી. ચોસઠ યોગિની દ્વાદશ રૂદ્ર જીનાયતન બ્રહ્મા, વિષ્ણુ ને શિવના આયતન અને દ્વારાવતીને વિસ્તાર પહોળી જગતી કરવી.

પગથીયા અને તેને બે બાજુ હાથણીઓ સુંઢના આકારની કરવી. શુંડીકાના ચોથા ભાગે વિસ્તાર. બીજી રીતે તે પ્રમાણે શુડીકા બે બાજુ કરવી. જગતીનું ભદ્ર પ્રાસાદના અર્ધું કે પ્રાસાદ જેટલું કે પોણા ભાગનું કરવું. તેનો નીકાસો ગંડ નિર્ગમ જેટલો રાખવો. બીજા પ્રકારે આગળ પ્રતિહારનાં સ્વરૂપો ગંડ જેવડા કરવાં. મૂળનાયક = પ્રાસાદમાં જે દેવ પધરાવ્યા હોય તેથી પોણા પ્રતિહારનું માન રાખવું. ૯

## જગતીની ઉદય ઉભણીના થર વિભાગ

જગતીની ઊંચાઈના ચૌદ ભાગ કરવા. તેમાં નીચે દોઢ દોઢ ભાગના ચોરસ ત્રણ થશે (કુલ ૪ા ભાગ કરવા) એક ભાગ ચીપ્પીકા, એક ભાગ કુંભો, અરધો ભાગ ખરો, પોણો ભાગ જાડંબો, અરધા ભાગની કર્ણિકા, પોણા ભાગ અંતરાળ, છજુ, અરધો ભાગ ખરો, દોઢ ભાગ કુંભો, પોણા ભાગ કળશો, અરધો ભાગ અંતરાળ, પોણો ભાગ કેવાળ અને એક ભાગ રૂપકંઠા એ રીતે (પંદરરના) ચૌદ ભાગ કરવા. પુષ્પકંઠથી ત્રણ ભાગની કળો જગતીના થરોના રાખવો. એ રીતે જગતીના ઉદયના સર્વ થર વિભાગ જાણવા. (૧૦)

## जगत्योदय કક્ષાસન

હે પુત્ર ! જગતી ઉપર કક્ષાસન કરવાના વિભાગ કહું છું. રાજસેન અરધો ભાગ, પદ્મપત્રયુક્ત વેદિકા, દોઢ ભાગ ઊંચું આસન પર અર્ધભાગનું ને તે બે ભાગ પહોળું અંદર ગલતાળું કરવું. પત્તવારણુ કક્ષાસન, લીલાસન દોઢ ભાગ ઊંચું કરવું. તેના ઉપર ત્રણ ભાગ ઉદય નો પિંડ ( ) કરવો અને પોણા ભાગનો પિંડ ( ) નીકાળાનો કરવો. તે ન્યૂન કે અધિક ન કરવો. ૧૫૩

## ॥ જગતી લક્ષણ (ગ્રંથપૂર્તિ) ॥ પ્રાકારાન્તર

વિશ્વકર્મા કહે છે. હવે પ્રાસાદની જગતીના લક્ષણ કહું છું. જેમ લિંગની પીઠિકા હોય તે રીતે પ્રાસાદને પીઠ (જગતી) કરવી. પ્રાસાદના પ્રમાણથી જગતીનું વિસ્તારમાન રાખવું. પ્રાસાદથી ચાર, પાંચ કે છ ગુણી જગતીનો વિસ્તાર ક્રમ યોગથી શિલ્પ વિશારદ શિલ્પીએ કરવો. પ્રાસાદ એક ગજથી બાર ગજ સુધી અરધી જગતી ઊંચી કરવી. બાર ગજથી બાવીસ ગજ સુધીના પ્રાસાદને ત્રીજા ભાગે વૃદ્ધિ ઊંચાઈમાં ગજ આઠ આઠ આંગુલ અને ત્રેવીસથી બત્રીસ આગળના પ્રાસાદે ગજે છ છ આગળની વૃદ્ધિ કરતા જવી. ત્રીસથી પચાસ ગજના પ્રાસાદને ગજે પાંચમા અંશે એટલે ગજે ૪ાા ઈંચની વૃદ્ધિ કરવી, એ રીતે જગતીના ઉદય–ઊંચાઈનુ પ્રમાણ કહ્યું. ૧–૫

ચોસઠ યોગિની–કે ત્રિપુરુષ પ્રાસાદ – કે શિવના સહસ્રલિંગ આયતનને પ્રાસાદથી છ સાતગણા જગતી વિસ્તારમાં યુકતીથી કરવી.

## શિવ જગતી–પર આયતન

હવે પ્રાસાદના કનિષ્ટ માને ઉદયમાં પ્રાસાદના ગર્ભે કોણમાં ચાર ખૂણે–ડાબે ગણપતિ, જમણે પાર્વતીજી, નૈઋત્યમાં સૂર્ય, વાયવ્યમાં જનાર્દન, દક્ષિણ દિશામાં માતૃકાઓ. પશ્ચિમમાં જલશાયી. ઉત્તરે કુબેર (અશ્વાહન) ઈશાન કોણમાં ઈશ એમ દેવોને સ્થાપવા. પ્રાસાદની ઉત્તરે ગૃહ (ચંદ્રમા)ને સ્થાપવો. ૨૦

## અથચંડનાથ




ચોરસ, ગોળ કે વલયાકૃતિ (પીઠના) અર્ધ ભાગે કે ત્રીજા ભાગે....જગતીની બાહ્ય ભાગે બાજુના ગર્ભ મધ્યમાં ચંડનાથ સ્થાપન કરવો. સુંદર સિંહાસન પર બેઠેલો નીલ મેઘાન્જન જેવો તેજયુક્ત ઉપર ચંડનાથ ______ ' શિવ-પ્રણાલનું પાણી પીતો કરવો. ટંકપાણી મહાચંડ પ્રણાલની નીચે વ્યવસ્થિત કરવો. એ રીતે ચંડનાથ કરવાથી સર્વ કામનાનું ફળ આપનાર જાણવો. સ્વયંભૂલિંગ કે બાણુલિંગ સ્થંડિલ જળાધારીના મંડળનું પાણી પીતો........રોહલિંગ કે સ્વયંભૂલિંગ કે બાણુલિંગ........( પૂર્વ મુખના શિવાલયને ) જગતી પર ઉત્તરે ષડ સ્થાપવો....૨૬

## નંદીમંડપ

વૃષભ નંદીને તોરણવાળો નૃત્યમંડપ પ્રાસાદની આગળ સર્વ શોભાયુક્ત કરવો. ત્રીજા કે ચોથા ભાગના અંતરે કરવો. તે ઉત્તમ. બીજો પાંચમા ભાગે નૃત્યમંડપ જગતીની પહોળાઈના ગર્ભે નંદીમંડપનો ગર્ભ રાખવો. ૨૭.

## જગતીમાં શિવ પ્રતિહાર

શિવાલયના ડાબા જમણા દ્વારે પ્રતિહારોનાં નામો સ્વયંભૂના કહ્યા છે તે કહું છું. ચાર મુખ = ચતુર્મુખ જગતીમાં પૂર્વ દિશાએ ડાબી તરફ " **મહાકાલ** " અને જમણી તરફ " નંદી " સર્વ વિઘ્નનો નાશ કરનાર છે. દક્ષિણ દિશાએ જમણી તરફના દ્વારે **ભૃંગી** ડાબી તરફ હેરંભ નામના દ્વારપાલ વિઘ્નનાશક છે. પશ્ચિમે ડાબે દુર્મુખ અને જમણી તરફ પાંડર પ્રતિહાર છે. ઉત્તર દિશાના દ્વારે હે વત્સ ! ડાબી તરફ સિત અને જમણી તરફ અસિત પ્રતિહાર છે. એમ જગતીના ચારે દ્વારે વિખ્યાત રૂપો પ્રતિહારના કરવા. ૩૨

## જગતીમાં અષ્ટ દિક્પાલનાં રૂપો કરવાં

દિક્પાલ દેવનાં સ્વરૂપો જગતીમાં યથા સ્થાને કરવાનું કહ્યું છું. પૂર્વે ઇંદ્ર, અગ્નિ કોણે અગ્નિદેવ, દક્ષિણે યમ, નૈર્ઋત્ય કોણે રાક્ષસ ( નીરૂતી ), પશ્ચિમે વરુણ, વાયવ્ય કોણમાં વાયુદેવ અને ઉત્તરમાં સોમ = કુબેર = ધનદ અને ઈશાન કોણમાં ઈશ દેવની સ્થાપના કરવી. ૩૫

પ્રાસાદના પાછલા ભાગની જગતીમાં કુમારિકા (          ) અને જગતીની ડાબી જમણી તરફ સપ્ત માતૃકાઓ મૂર્તિઓ સ્થાપવી. ૩૬

ખજુરાહો-કંડર્ય મહાદેવ મંદિરની જગતી મધ્યપ્રદેશ દસમી સદી

સૂર્ય પંચાયતન ગણેશ પંચાતન વિષ્ણુ પંચાયતન










पंच आयतन. PANCHAYATAN.





ચંડી પંચાયતન જગતી શીવ પંચાયતન

## વિષ્ણુ જગતી પર આયતન

વિષ્ણુ મંદિરની જગતી પર ક્યા ક્યા દેવોની સ્થાપના કરવી તે હવે સાંભળો. અગ્નિ કોણે વિનાયક, દક્ષિણે વામન, નૈઋત્યે નૃસિંહ ભગવાન, વાયવ્ય કોણે ગૈરાટરૂપ, પશ્ચિમે જળશાયિન, ઉત્તરે બાલક્રીડા–કુબેર અને ઈશાન કોણમાં મધુદૈત્યનો નાશ કરનાર-મહિસાસૂરીદેવી. એવી રીતે વિષ્ણુ ભગવાનની જગતી પરના આયતનોનાં સ્વરૂપો જાણવા હવે સૂર્યાયતન સાંભળો. ૩૯

## સૂર્ય જગતી પર આયતન

અગ્નિ કોણે કુંજ (     ) ગુરુ ડાબી તરફ દક્ષિણે સ્થાપવા. નૈઋત્યમાં બુધ, ચંદ્રપુત્ર, પશ્ચિમે શુક્ર, વાયવ્યે રવિપુત્ર ઉત્તરે સોમ, ઈશાન કોણે રાહુની સ્થાપના કરવી. સૂર્યમાં જગતીના સ્થાને નવગ્રહોની સ્થાપનાથી સુખ આપે છે. અન્ય બીજું કરવાથી શુભ ન જાણવું. એ રીતે સૂર્યાયતન જગતી પર સ્થાપના કરવી. ૪૧

## ચંડિકા જગતી પર આયતન

ચંડિકા દેવીની જગતી પરના આયતનના લક્ષણ સાંભળો. અગ્નિ કોણે વિનાયક. દક્ષિણે માતૃકા, નૈઋત્યે ચામુંડા અને પશ્ચિમે મિત્રાદેવી ( માતૃ ), વાયવ્યમાં લક્ષ્મી, ઉત્તરે ભદ્રકાળી, ઈશાનમાં કાલરાત્રી. તે સર્વ કામની સિદ્ધિને દેનાર જાણવા, એવી રીતે ચંડિકા દેવીની જગતીના આયતનની દેવીઓ સ્થાપવાથી સર્વ સિદ્ધિ ને શુભને કરનાર જાણવું. ૪૫

## જીન વિહાર

જ્યાં સુધી હું વિહાર કહું ત્યાં સુધી સાંભળો. મધ્યમાં (બુધ) જીન સ્થાપવા આગળ ચિત્રોથી વિભૂષિત કરવું. તારામંડળ, ગ્રહો યક્ષવૃંદાદિ ગણો સાથે ચિત્રો કરવા.

વિહારને એક ભૂમિ, બે ભૂમિ કે ત્રણ ભૂથિ ઉદયનો જીનવિહાર ચિત્રશાલ ઉપવર્ણ સાથે કરવો. ૪૮

## જીનાયતન

એવી રીતે જીનવિહાર કરવો. હવે અન્ય જીનાલય સાંભળો. અરિષ્ટનેમિ અને ઋષભદેવ ચોવીસ જીન તીર્થંકર (ચોવીસ દેવકુલિકામાં) એકેક સ્થાપવા. ૫૦

દિવ્ય એવા યક્ષ ગણધર દેવતાઓ એમ અનેક રૂપ સાથેની જગતી કરવી તે શુભ જાણવું. ૫૨

પ્રાસાદ આગળ અંતરાળને આગળ મંડપથી સ્રીક મંડપ કરવો. તેની આગળ પદોની ભૂમિ છોડીને આગળ બે ત્રણ ભૂમિનું (ઉત્તુંગ) બાલાણક કરવું. ૫૩

બાવન જીનાયતનમાં ડાબી જમણી તરફ સત્તર સત્તર દેવકુલિકાઓ સ્રીક મંડપની પડખે કરવી. પાછળ નવ દેવકુલિકાઓ અને આગળ આઠ દેવકુલિકાઓની યોજના એ રીતે બાવન જીનાયતનની રચના મુખ્ય મંદિર ફરતી કરવી. જીનાલયના આગળ સમોસરણ કરવું. ૫૪

## श्री विश्वकर्माकृते वास्तुविद्यायां वास्तुशास्त्रे भीट्टपीठ लक्षणाध्याय क्रमांक अ–४

### भिट्टमान

अतिस्थूलासु विस्तिर्णा प्रासाद वरणीशीला
अति सुद्रढकार्यां इष्टिका चूर्णवारिभिः ॥१॥
शिलापटि भवेद्भिट्टं मेकहस्ते युजांङ्गुलम्
अर्धांगुला भवेदव्ययविद् हस्तशतार्धकम् ॥२॥
एकद्वित्रिणि भिट्टानि हीनाहीनानि कारयेत्
स्वस्योदयप्रमाणस्य चतुर्थांशेन निर्गमं ॥३॥

### पीठमान

अथातः सम्प्रवक्ष्यामिः प्रासादपीठमानतम्
एकहस्तेषु प्रासादे पीठं च द्वादशांगुलम् ॥४॥
हस्ताद्विपंचपर्यंत हस्तेहस्ते पंचांङ्गुलम्
पंचोर्ध्वं दशयावत् वृद्धि वेदांङ्गुलमंभवेत् ॥५॥
दशोर्ध्वं विशपर्यंतं हस्तेचैवाङ्गुलंत्रयं
विशोर्ध्व-पटत्रिशति कर वृद्धद्वयांङ्गुलम् ॥६॥
अतःउर्ध्वं शतार्धेन हस्तेहस्तैकमङ्गुलम्
अर्धभाने त्रिभाजेवा पीठचैव नियोजयेत् ॥७॥
स्थानमाना श्रयंज्ञात्वा तत्रदोषोन विद्यते

### प्रथम पीठम् भाग

पीठस्यायोछ्र्यो ज्ञात्वा भागं वक्ष्यामि तत्वतः ।
चत्वारिंशद्विभिश्चस्य उर्ध्वभागा विभाजिते ॥८॥

ચોરાશી જીનાયતન અને એકસો આઠ જીનાયતની જગતી કરવી. ૫૫

શ્લોક લુપ્ત ૫૬.

ઇતિશ્રી વિશ્વકર્માકૃતાર્યાં વાસ્તુશાસ્ત્રે વાસ્તુવિદ્યાયાં જગતી લક્ષણાધિકારે ક્રમાંક અધ્યાય તૃતીય (૩)

પદ્મશ્રી સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શિલ્પવિશારદે કરેલ ભાષા ટીકાના ત્રીજો ક્રમાંક અધ્યાય.

જગતીના ઉદયમાં સાડાસાત ભાગ કરી, તેમાં અરધો ભાગ ખરો, પોણા ભાગનો જાડંબો, અરધા ભાગની કણી (અંતરાળ), પોણા ભાગની ગ્રાસપટ્ટી (કેવાય ગ્રાસપટ્ટી), અરધો ભાગ ખરો, દોઢ ભાગ કુંભો, પોણો ભાગ કળશો, અરધો ભાગ અંતરાળ, પોણો ભાગ કેવાળ અને એક ભાગ પુષ્પ કંઠ એ રીતે કુલ સાડા સાત ભાગ જગતીની ઉદયના ઘાટના જાણવા. પુષ્પકંઠનો નીકાળો બે ભાગનો રાખવો. ૬–૯

જગતીથી આગળ નીકળતું અને જગતની ઊંચાઈમાં સમાવતું "**વામન**" નામે બલાણક કરવું. જગતીની ઉપર સન્મુખ ડાબી જમણી તરફ મત્તવારણ કક્ષાસન કરવું. ભારપુતલિકા સાથેનું રાજસેનક ચાર ભાગનું. દેવ રૂપોના ઘાટવાળી વેદિકા સાત ભાગની ઊંચી કરવી. કૂટ વાળું આસનપટ બે ભાગનુ કરવું (કુલ તેર ભાગ) પર લીલાસન આરામથી બેસવાનું કક્ષાસન એક હાથ ઊંચું કરવું. ૧૦–૧૨

જગતીના ચોસઠ ભેદ કહ્યા છે તેનાં નામ અને સ્વરૂપ સાથે ક્રમથી (અન્ય ગ્રંથમાં દેવતાઓના ક્રમથી) કહ્યા છે તે સર્વ કામનાને દેનારા જાણવા.

સિંહ, વૃષભ, ગરુડ, હંસ આદિ દેવોનાં વાહનોના સ્થાનની મંડપ કે ચતુષ્કિકા–પ્રાસાદના માનથી. પ્રાસાદથી એકથી સાતપદના અંતરે કરવા તે સર્વ બળને આપનારા જાણવા. ૧૩–૧૫

---

* છઠ્ઠી સદીથી બારમી સદી સુધીના જુદા જુદા કાળની જગતી વિભાગના ઘાટ પૃથક પૃથક જોવામાં આવે છે. ૨૮ ભાગની, ૧૪ ભાગની અને સાડા સાત ભાગની જગતી ક્ષીરાર્ણવ, દીપાર્ણવ અને અપરાજિત ગ્રંથોના આધારે વિભાગ ઘાટ આપેલા છે. કાળ પ્રમાણે શિલ્પની રચનામાં પરિવર્તનો થતાં આવ્યાં છે. આ દૃષ્ટાંત પરથી જાણી શકાશે.

તે જ રીતે પીઠના ઘાટ વિભાગનું પણ છે. પ્રથમ સાદા ઘાટનુ પીઠ થયેલુ જુના કામમાં જોવામાં આવે છે. પાછળથી અગિયારમી સદી પછી ગજપીઠ, અશ્વપીઠ અને નરપીઠથી અલંકૃત પીઠ થવા લાગી. આ બધી કુશળ શિલ્પીઓની બુદ્ધિમતા અને રાજાઓને, ધનાઢયોને, ધર્માધ્યક્ષોના દ્રવ્ય વ્યય પર આધારિત થતાં આવાં પરિવર્તનો થતાં ગયાં હોવા સંભવ છે. તે જ કાળ પ્રમાણે પ્રાદેશિક શિલ્પ શૈલીમાં પરિવર્તનો થતાં રહ્યાં.

આયતન




૭૨ આયતન, ૯ મંડપ, ૧ મેઘલાદ મંડપ, ૧ બલાણક, ૨૭૬ સ્તંભ

अष्टभागैर्भवेश्वत्स । जाड्यकुम्भं द्विजोत्तम्
कर्णं सार्धं त्रिभागं तु भागार्धं चान्तरपत्रकम् ॥९॥
सार्धं पंचभिभागं स्कंधकुर्याद्विचक्षणाम्
पट्टिकाचार्ध भागं तु चाष्टभागाश्च निर्गमम् ॥१०॥
कर्णालिकां ततःकुर्यात् भागै चैव चतुर्दशम्
कर्णं सार्धं यं ज्ञेयं भागार्धं चांतरपदम् ॥११॥
चिप्पिका भागमेकं तु चान्तरपदं द्विभागिकः
सार्धद्विभागिका कार्या कपोतालिस्तु शोभना ॥१२॥
भागार्धं तत्र मध्ये तु स्कन्धं चान्तरपत्रिका
(कर्णं तु भागमेकं च भागं स्कन्धं च[3] पट्टिका)
ग्रासश्च पट्टिका कुर्यात् सार्धपश्चस्तु उन्नत[4] ॥१३॥
अतो भागार्ध मध्ये तु चिप्पिका दलशोभना
षड्भागास्य भवेत् वत्स निर्गमं तु कणालिका ॥१४॥
चिप्पिका भागमेकं तु कपोतालिर्द्विभागिका ।
चिप्पिका तत्समा प्रोक्ता त्रिभागं कणकं भवेत् ॥१५॥
[5]अेतन्मेतवमाक्ष्यान्तं कणालिका प्रमाणकम्
गजपीठं च वक्ष्यामि भागैर्युक्तं च द्वादशै ॥१६॥
पट्टिका अन्तरपत्रं तुं भागार्धं चारु शोभना
कर्णं च भागमेकं च भागार्धं स्कंधपट्टिका ॥१७॥
सार्धचाष्टो समाख्याता गजाःभागेस्तु शोभना
कपोतालिश्च कर्णं च भागमेकं सुविस्तृतम्[6] ॥१८॥
भागार्धं स्कंधपट्टिस्तु त्रिणिभागस्तु निर्गमः
नरपीठं पोठ मध्यैः भागैश्चाष्टैः समन्वितः ॥१९॥
चिप्पिकान्तर पत्रः भागमेकं च कारयेत्
रुपाणि पटसार्धेन अर्धं स्कन्धं च पट्टिका ॥२०॥
अेतन्मेवतमं वत्स ! द्विभागाश्चैव निर्गमे
पीठमानो समादिष्ट (बंगाळ पत्र) प्रासादमान समन्वितम् ॥२१॥

## द्वितीय पीठम्

शतार्द्धैत्रिणी संयुक्ता पीठभागं च मध्यमे
नवभिर्जाडयकुम्भं च निर्गमं चाष्टभागिकम् ॥२२
कणालिका प्रकर्तव्या भागैश्चैव चतुर्दश
षडभिस्तु निर्गमं कुर्यात् गजाश्चैव त्रयोदशैः ॥२३॥
निर्गमे त्रिणी भागानि नवभिरश्वपोठकम्
निर्गमे त्रिणी विज्ञेया वसुभिर्नरपीठकम् ॥२४॥
द्वौ भागौ निर्गमे तस्य मध्यपीठंऽअयंविधि

## तृतीय पीठम्

उत्तमं संप्रवक्ष्यामि (षष्टि) भागैर्विभाजिते ॥२५॥
वसुभिर्जाडयकुम्भंतु निर्गमं तु तदेवहि
मनुसऽख्या कणालीच निर्गमे ऋतुभागिकाः ॥२६॥
त्रयोदशैर्गजाज्ञेया निर्गमे त्रिणीमेव च
नंदस्या सऽख्या भवेदश्वा त्रिणी निर्गममेव च ॥२७॥
नराणां मातराणां च अष्टवाष्टो प्रकल्पयेत
द्वौं द्वौ निर्गमे ताभ्यां ज्येष्ठपोठ अयंविधौं ॥२८॥

## चतुर्थ पीठम्

चतुर्थ कन्यसं पीठं प्रासादस्यानु रुपतः ॥२९॥
पञ्चमे षष्टमे भागे सप्तमे चाष्टमेवच ॥३०॥
पीठं चैव प्रकर्तव्य अत उर्ध्वं न कारयेत्
अष्टभिर्जाडयकुम्भं च निर्गमे वसुभार्णिकम् ॥३०॥
मनुसडख्य कणाली च निर्गमे ऋतुसडख्यया
अेवं कृते भवेतसिद्धि कर्तु कारापकः सदा ॥३१॥

श्री विश्वकर्माकृते वास्तुविद्यायां वास्तुशास्त्रे भीट्टपीठ
लक्षणाध्याय क्रमांक अ-४

## भिट्टमान

अतिस्थूलासु विस्तिर्णा प्रासाद वरणीशीला
अति सुदृढकार्या इष्टिका चूर्णवारिभिः ॥१॥
शिलोपटि भवेद्भिट्टं मेकहस्ते युजांङ्कुलम्
अर्धांगुला भवेदवृयविदृ हस्तशतार्धकम् ॥२॥
एकद्वित्रिणि भिट्टानि हीनाहीनानि कारयेत्
स्वस्योदयप्रमाणस्य चतुर्थांशेन निर्गमं ॥३॥

## पीठमान

अथातः संप्रवक्ष्यामिः प्रासादपीठमानतम्
एकहस्तेषु प्रासादे पीठं च द्वादशांगुलम् ॥४॥
हस्ताद्विपंचपर्यंत हस्तेहस्ते पंचांङ्कुलम्
पंयोर्ध्वं दशयावत् वृद्धि वेदांङ्कुलमंभवेत् ॥२॥
दशोर्ध्वं त्रिशपर्यंतं हस्तेचैवाङ्कुलंत्रयं
त्रिशोर्ध्वं पटत्रिशति कर वृद्धद्वयांङ्कुलम् ॥६॥
अतःउर्ध्वं शतार्धेन हस्तेहस्तैकमंङ्गुलम्
अर्धमाने त्रिभाजेवा पीठचैव नियोजयेत् ॥७॥
स्थानमाना श्रयंज्ञात्वा तत्रदोषोन विद्यते

## प्रथम पीठम् भाग

पीठस्यायोछ्र्यो ज्ञात्वा भागं वक्ष्यामि तत्वतः ।
चत्वारिंशद्विभिश्चस्य उर्ध्वभागा विभाजिते ॥८॥

अष्टभागैर्वेष्वत्स । जाड्यकुर्भं द्विजोत्तम्
कर्णं सार्धं त्रिभागं तु भागार्धं चान्तरपत्रकम् ॥९॥
सार्धं पंचभिसानं स्कंधकुर्याद्वियक्षणाम्
पट्टिकाचार्ध भागं तु चाष्टभागाश्य निर्गमम् ॥१०॥
कर्णालिकां ततःकुर्यात् भागै चैव चतुर्दशम्
कर्णं सार्धं यं ज्ञेयं भागार्धं चांतरपदम् ॥११॥
चिप्पिका भागमेकं तु चान्तरपदं द्विभागिकः
सार्धद्विभागिका कार्या कपोतालिस्तु शोभना ॥१२॥
भागार्धं तत्र मध्ये तु स्कन्धं चान्तरपत्रिका
(कर्णं तु भागमेकं च भागं स्कन्धं च[३] पट्टिका)
ग्रासश्च पट्टिका कुर्यात् सार्धपश्चस्तु उन्नत[४] ॥१३॥
अतो भागार्धं मध्ये तु चिप्पिका दलशोभना
षड्भागास्य भवेत् वत्स निर्गमं तु कणालिका ॥१४॥
चिप्पिका भागमेकं तु कपोतालिर्द्विभागिका ।
चिप्पिका तत्समा प्रोक्ता त्रिभागं कणकं भवेत् ॥१५॥
[५]अेतन्मेतवमाक्ष्यान्तं कणालिका प्रमाणकम्
गजपीठं च वक्ष्यामि भागैर्युक्तं च द्वादशै ॥१६॥
पट्टिका अन्तरपत्रं तु भागार्धं चारु शोभना
कर्णं च भागमेकं च भागार्धं स्कंधपट्टिका ॥१७॥
सार्धचाष्टो समाख्याता गजाःभागेस्तु शोभना
कपोतालिश्च कर्णं च भागमेकं सुविस्तृतम्[६] ॥१८॥
भागार्धं स्कंधपट्टिस्तु त्रिणिभागस्तु निर्गमः
नरपीठं पोठ मध्यैः भागैश्चष्टैः समन्वितः ॥१९॥
चिप्पिकान्तर पत्रः भागमेकं च काश्येत्
रुपाणि पटसार्धेन अर्धं स्कन्धं च पट्टिका ॥२०॥
अेतन्मेवतसं वत्स ! द्विभागाश्चैव निर्गमे
पीठमानो समादिष्ट (त्रंगाळ पत्र) प्रासादमान समन्वितम् ॥२१॥

## द्वितीय पीठम्

शतार्द्धत्रिणी संयुक्ता पीठभागं च मध्यमे
नवभिर्जाडयकुम्भं च निर्गमं चाष्टभागिकम् ॥२२

कणालिका प्रकर्तव्या भागैश्चैव चतुर्दश
षडभिस्तु निर्गमं कुर्यात् गजाश्चैव त्रयोदशैः ॥२३॥

निर्गमे त्रिणी भागानि नवभिरश्वपोठकम्
निर्गमे त्रिणी विज्ञेया वसुभिर्नरपीठकम् ॥२४॥

द्वौ भागौ निर्गमे तस्य मध्यपीठऽअयंविधि

## तृतीय पीठम्

उत्तमं संप्रवक्ष्यामि (षष्टि) भागैर्विभाजिते ॥२५॥

वसुभिर्जाडयकुम्भंतु निर्गमं तु तदेवहि
मनुसऽख्या कणालीच निर्गमे ऋतुभागिकाः ॥२६॥

त्रयोदशैर्गजाज्ञेया निर्गमे त्रिगीमेव च
नंदस्या सऽख्या भवेदश्वा त्रिणी निर्गममेव च ॥२७॥

नराणां मातराणां च अष्टवाष्टो प्रकल्पयेत
१०
द्वौं द्वौ निर्गमे ताभ्यां ज्येष्ठपोठ अयंविधौं ॥२८॥

## चतुर्थ पीठम्

चतुर्थ कन्यसं पीठं प्रासादस्यानु रुपतः ॥२९॥

पञ्चमे षष्टमे भागे सप्तमे चाष्टमेवच ॥३०॥

पीठं चैव प्रकर्तव्य अत उर्ध्वं न कारयेत्
अष्टभिर्जाडयकुम्भं च निर्गमे वसुभार्णिकम् ॥३०॥

मनुसडख्य कणाली च निर्गमे ऋतुसडख्यया
अंव कृते भवेतसिद्धि कर्तु काशपकः सदा ॥३१॥

## कनीयसपीठाङ्गोपाङ्गानी

११
भागार्धं घसिका कार्या पादोन क[र्णकं] द्वयम्
पच्च भागोच्छ्रितं स्कन्धं पादोनं चैव चिप्पिका ॥३२॥
चाष्टभाग समुच्छ्रय जाड्यकुम्भं सुशोभनम्
निर्गमं चाष्टभि र्भागै अतोदूर्ध्वं च कणालिका ॥३३॥
भागार्धा घसिका कार्या कर्णकं सार्धद्रिमुच्छ्रयम्
चिप्पिका भाग मेकं तु (द्वित्रि ?) यान्तरपत्रिकाम् ॥३४॥
सपादस्कन्ध द्वयं स्यात् पादोनं कर्णमुच्यते
पादोनं स्कन्धचोच्छ्रायं घसिका भाग पादकः ॥३५॥
सार्धं त्रयोच्छ्रिता कार्या ग्रासपट्टी सुशोभना
पादोनं कर्णमुच्छ्रेयं पादोन चैव चिप्पिका ॥३६॥
चतुर्दशै समुच्छ्रेयं कर्णमालि सुशोभना इतिकामदपीठ
षट्भागं भवेत्वत्स ! निर्गमं च कणालिका ॥३७॥

## कर्णपीठ

चिप्पिका भागमेकेन कर्णद्विसार्धभागन्
घसिकार्धं भागेन प्रोक्तस्कंधत्रिभागन ॥३८॥
कर्णकद्वोभागेन चाष्टभागंकर्पपीठकम्
एतेन तत्रमाख्याता कर्णपोठ सुशोभना इतिकर्णपीठ ॥३९॥

## देवप्रासादपीठादेयम्

११
पीठं चत्वारि उक्तानि प्रासादेषु च कारयेत्
शिवे च ब्रह्मणे चैव विष्णुना च रवैस्तथा ॥४०॥
बौद्धे जैने च कर्तव्या पीठा चत्वारि शोभना
यक्षं चचण्डी तथा दुर्गा गौरी गणपतिस्तथा ॥४१॥
महालक्ष्मीस्तथा स्कन्दे योगिनीनां तथैव च
पीठानी कार्येन्नित्यं प्रासादेषु च सर्वेषु
१२
इदस्यं कुरुते यस्तु सर्वकामफलं लभेत ॥४२॥

# देवपीठ विभाग

ऊच्छयेयत्र पीठस्य त्रिशता परिभाजिते
एकांशभूगतं कार्यं त्रिभागः कण्ठपीठिका ॥४३॥

भागार्धं मुखपट्टच स्कंधः सार्ध्वत्रयोन्नित
स्कंधस्य पट्टिका वै स्याद भागार्ध चान्तरपत्रिका ॥४४॥

कर्णः सार्द्धद्वयं वैस्याद् भागैकं चिप्पिका मत
द्विभागं चान्तरपत्रकं कपोताली द्विसार्द्धिका ॥४५॥

सार्द्धपंचग्रासपदि कर्तव्याविधिपूर्वकम्
अर्धे मुखपट्टिकाख्या त्रिभागं कर्णशोभनम् ॥४६॥

अर्धःस्कन्धपट्टि कार्या चतुर्भागश्चस्कंधकः
क्षोभणश्चष्टर्भागैः कर्तव्य तदशंकितैः इतिदेवपीठ ॥४७॥

## दोषफलम्

मानहीनं न कर्तव्य मानाधिक्यं न कारवेत्
मानहीने कुलोच्छेदं स्थापकस्य तदाभवेत् ॥४८॥

स्थापकस्या भवेद्दोष नरके पतनं ध्रुवम्
शिल्पोना निष्कुलं यान्ति मानहिने कृतेन तु ॥४९॥

मानाधिक्ये कृते चैव राष्ट्रभङ्ग भयंभवेत्
न दोषः स्थापकश्चैव यजमानस्य विद्यते ॥५०॥
अन्य च कुरुतेयस्तु शिल्पीदोष भवाप्नुयात्

इतिश्री विश्वकर्माकृतायां वास्तुविद्याया वास्तुशास्त्रो भिट्टपीठ प्रमाणलक्षणाध्याय क्रमाक–४

## ભીટ

જગતી પર–જગતીના સમસૂત્રે (લેવલે) ધરણીશિલાનો થર અતિ મજબૂત અને જાડો ને પહોળા ઇંટ અને ચૂનામાં દૃઢ કરવો. આ ધરણીશિલા પર ભીટનો થર પીઠ નીચે જગતી પર થાપવો. તેનું પ્રમાણ એક ગજના પ્રાસાદોને ચાર આંગળનું ભીટ કરવું. એથી પચાસ ગજ સુધીના પ્રાસાદને પ્રત્યેક ગજે અર્ધા અર્ધા આંગુલની વૃદ્ધિ કરતા જવીભીટના આવેલ માનના એક–બે–ત્રણ એમ એકેકથી હીન ભીટના થરો કરવા. તેનો નીકાળો–' પ્રત્યેકના ચોથા ભાગે નીકાળો ભીટનો રાખવો. ૩




ભીટ

## પીઠમાન

હવે હું પ્રાસાદના પીઠનું માન પ્રમાણ કહું છું. એક ગજના પ્રાસાદને બાર આંગળનુ પીઠ ઊંચું કરવું. એકથી પાંચ હાથ સુધીનાનો ગજેગજે પાંચ પાંચ આંગુલની વૃદ્ધિ કરવી. પાંચથી દશ હાથ સુધીનાને ચચ્ચાર આંગુલની વૃદ્ધિ કરવી. દશથી વીશ ગજના પ્રાસાદને ગજે ત્રણ–ત્રણ આંગુલની વૃદ્ધિ કરવી. વીશથી છત્રીશ ગજ સુધીનાને ગજે બબ્બે આંગુલની વૃદ્ધિ કરવી. છત્રીશથી પચાસ ગજ સુધીનાને ગજે એકેક આંગુલની વૃદ્ધિ કરવી.

સ્થાન માનનો આશ્રય જાણીને કહેલા માનથી અર્ધ કે ત્રીજા ભાગે પીઠનું ઉદયમાન રાખવું. તેમાં દોષ નથી. (૭)

## પ્રથમપીઠ (બેતાલીશ ભાગનું)

પીઠના ઉદયના ભાગ હવે હું કહું છું. બેતાલીશ ભાગના પેટા ભાગ થર ભાગ કહું છું. આઠ ભાગનો જાડંબો કરવો. તેની નીચેની પટ્ટી (કર્ણ) દોઢ ભાગનો, ઉપલી અંધારી અર્ધા ભાગની, અર્ધા ભાગની પટિકા, સાડાપાંચ ભાગનો સ્કંધ (ગલતો) મળી આઠ ભાગનો જાડંબો. તેનો નીકાળો આઠ ભાગનો રાખવો. (૯)

૮ ભાગ જાડંબો, ૧૪ કલિકા, ૧૨ ગજપીઠ, ૮ નરપીઠ = ૪૨




પ્રથમ—મહાપીઠ વિભાગ ૪૨

40

narapīṭha 6
cippi
narah
narāsana
aśvapīṭha 8
skandha
vājirūpāṇi
aśvāsana
gajapīṭha 9
cippikā
gajarupāṇi
gajāsana
karṇamālī 11
grāsapaṭṭī
kapotālī
antarapatra
cippikā
karṇaka
jāḍyakumbha 6
paṭṭī
skandha
karṇa
antarapatrikā
2
3
3
3
8
7
3
2
1

મહાપીઠ વિભાગ ૪૦




દ્વિતિય મહાપીઠ વિભાગ ૫૩

પ્રહાર
કુટછાદ્ય
મહાકેવાળ
શિરાવટી
ભરણી
ઉદ્‌ગમ
મંચિકા
કેવાળ
અતરાય
કળશ
કુંભક
ખરો




अेक लिङ्गयतनं
महा लिङ्ग. ब्रह्मा विष्णु शिव

કર્ણિકા કુલ ચૌદ ભાગની તેના પેટા વિભાગ હવે કહે છે. (૧૦) નીચે અર્ધા ભાગની અંધારી, દોઢ ભાગની કર્ણ ચીપલી, એક ભાગની અંતરપત્ર, બે ભાગ અઢી ભાગની કપોતાલી તેના પર અર્ધા ભાગની અંધારી ઘશી, ગ્રાસપટી સાડાપાંચની તે પર ચિપ્પિકા અર્ધા ભાગની, અંતરપત્ર બે ભાગની અઢી ભાગનો કેવાળ (છાજલી) તે પર અરધા ભાગની અંધારી, સાડાપાંચ ભાગની ગ્રાસપટ્ટી, તે પરની અર્ધા ભાગની ચિપ્પિકા મળી કુલ ચૌદ ભાગની કણી ગ્રાસપટ્ટીના ભાગ જાણવા. હે વત્સ ! કણીનો નીકાળો છ ભાગનો રાખવો. ચીપલીનો એક ભાગ, કેવાળ છાજલીનો બે ભાગ, ચીપલીનો ને કર્ણકનો ત્રણ ભાગનો નીકાળો એ રીતે કર્ણાવિકાનું, પ્રમાણ જાણવું. (૧૯)

હવે ગજપીઠ બાર ભાગનું કહે છે. નીચે અંધારી અર્ધા ભાગની શોભલી એક ભાગની પટ્ટી (કર્ણ) તે પર અર્ધા ભાગની સ્કંધપટ્ટી. સાડા આઠ ભાગનો ગજ, તે પરની પટ્ટી એક ભાગની ઉપર અર્ધા ભાગની સ્કંધપટ્ટી ઘશી. ગજપીઠનો નીકાળો ત્રણ ભાગનો રાખવો. એ રીતે બાર ભાગનું ગજપીઠ જાણવું.

નરપીઠ આઠ ભાગનું, તેમાં ઉપર ચિપ્પિકાને અંતરપત્ર એક ભાગનું નર રૂપો સાડા છ ભાગના નીચેના સ્કંધ પટ્ટીકા અર્ધા ભાગની કરવી. હે વત્સ! નરપીઠનો નીકાળો બે ભાગનો ખરાથી રાખવો. એ રીતે બેતાલીશ, ભાગનાં પીઠમાન પ્રાસાદને કરવું. (૨૧)

## દ્વિતીય પીઠનો બીજો પ્રકાર ૫૩ ભાગનો

મધ્ય માનનું ત્રેપન–૫૩ ભાગનું પીઠ કહે છે. જાડંબો નવ ભાગનો, તેનો નીકાળો આઠ ભાગ, કર્ણાલિકા (કણી અંતરાયછજીને ગ્રાસપટ્ટી મળીને) ચૌદ ભાગનું. તેનો નીકાળો છ ભાગનો રાખવો. ગજપીઠ તેર ભાગનું તેનો નીકાળો ત્રણ ભાગનો નવ ભાગનું અશ્વપીઠ, તેનો નીકાળો ત્રણ ભાગનો, તે ઉપર નરપીઠ આઠ ભાગનું બે ભાગનો નીકાળો એ રીતે ત્રેપન ભાગનું મધ્ય માનનું પીઠ જાણવું. ૨૪

(૯ જાડંબો, ૧૪ કણાવી, ૧૩ ગજપીઠ ૯ અશ્વપીઠ, ૮ નરપીઠ=૫૩)

## તૃતીય પીઠ (સાઠ ભાગનું)

ઉત્તમ એવું જેષ્ઠ માસનું સાઠ વિભાગનું પીઠ કહુ છું. આઠ ભાગનું જાડચકુંભ જાડંબો નીકાળે પણ આઠ ભાગનો, કણાલિકા (કણી અંતરાળ છજી ગ્રાસપટ્ટી સાથે) ચૌદ ભાગનો તેનો નીકાળો, ત્રણ ભાગનો ગજપીઠ તેર અશ્વપીઠ નવ ભાગનો તેનો નીકાળો ત્રણ ભાગનો નરપીઠ ને માતૃપીઠનો આઠ ભાગનો. તેનો નીકાળો ખરાથી બે ભાગનો રાખવો. એવું જેષ્ઠમાનનું પીઠનો વિધિ જાણવો ૨૮

(૮ જાડંબો, ૧૪ કણ, ૧૩ ગજ, ૯ અશ્વ, ૮ નર, ૮ માતૃપીઠ ૬૦)

## ચતુર્થ પીઠ : પ્રકાર કનિષ્ઠ માન...કામદ પીઠ

ચોથું કનિષ્ઠપીઠ માન. પ્રાસાદના રૂપનું. પ્રાસાદના પાંચમા–છઠ્ઠા–સાતમા કે આઠમા ભાગે કરવું તેથી વધુ ન કરવું. આઠ ભાગનો જાડંબો. તેનો નીકાળો પણ આઠ ભાગનો કરવો. કણુલીકા (કણી અંતરાય છાજલીને ગ્રાસપરી સાથે) ચૌદ ભાગની કરવી. તેનો નીકાળો ત્રણ ભાગનો રાખવો. તે કામદ નામનુ પીઠ કરાવનારનું સદા કલ્યાણ થાય ૩૧

(૮ જાડંબો, ૮ કણી, ૬ ગ્રાસપટ્ટી = ૨૨)






નવમી સદીનું કામદ પીઠ વિભાગ ૨૨

## કામદ પીઠના આંતર વિભાગ

જાડંબાના આઠ ભાગમાં નીચે અર્ધાભાગની ઘશી: પોણા બે ભાગનો કર્ણ (પટ્ટી) પાંચ ભાગનો સ્કંધ ગલતો, તે પર પોણા ભાગની ચિપ્પિકા મળી આઠ ભાગનો સુશોભિત જાડંબો ઉદયમાં કરવો, નીકાળો પણ આઠ ભાગનો રાખવો, ચૌદ ભાગની કણાલિકાના વિભાગ કહે છે. અર્ધા ભાગની ઘશી, અઢી ભાગની કણી, ચીપલી એક ભાગની, બે ભાગનો અંતરપત્ર, સવા ભાગનો સ્કંધ (ગલતી) વચ્ચેની પટ્ટી કર્ણ પોણાબે ભાગ–તે પર પોણા ભાગનો સ્કંદધ (નાની ગલતી) ઘશીકા ¼ ભાગી સવાત્રણ ભાગની ગ્રાસપટ્ટી. તે પર અર્ધા ભાગની પટ્ટી અને અર્ધા ભાગની ચિપ્પિકા મળી કણાલિકાના ચૌદ ભાગ + જાડંબાના અર્ધા આઠ ભાગ મળી બાવીશ ભાગનું કામદપીઠનુ બીજુમાન જાણવુ. તેનો નીકાળો ૧૧ ભાગનો હે વત્સ રાખવો. ૩૭

## कर्मपीठ

જાડંબાનીને કણી એમ બે ભાગનું કર્ણપીઠ સાદુ કરવું. તેની ઉપર ચિપ્પિકા એક ભાગની કણી અઢી ભાગની, અર્ધા ભાગની ઘશી ત્રણ ભાગનો સ્કંધ (ગલતી) અને બે ભાગની પટ્ટી મળી કુલ નવ ભાગનું કણપીઠનું માન જાણવું. ૩૯ નીકાળો આઠ ભાગનો

(૧ ચિપ્પિકા, ૨॥ કણી, ૦॥ ઘશી, ૩ જાડંબો, બે ભાગ પટ્ટી = ૯)

માતૃકા મહાપીઠ

કામદપીઠ

## देवप्रासाद पीठ

પ્રાસાદના ચાર પ્રકારના પીઠ કેમ કરવા તે કહ્યું. શિવ, બ્રહ્મા, વિષ્ણુ, સૂર્ય, બૌદ્ધ, જૈનને એ ચાર પ્રકારના પીઠ શોભિતા કરવા. યક્ષચંડી, દુર્ગા ગૌરી, ગણેશ, મહાલક્ષ્મી, કાર્તિક સ્વામી. ચોસઠ યોગિની એ સર્વના પ્રાસાદના પીઠ તે પ્રમાણે કરવા. તેમ કરવાથી સર્વફળની પ્રાપ્તિ થાય છે.

## देव गर्भगृह पीठिका सिंहासन

દેવના ગર્ભગૃહમાં દેવની પીઠિકા સિંહાસનની ઊંચાઈના ત્રીશ ભાગ કરવા. તેમાં એક ભાગ ભૂમિમાં દબાવવો. ત્રણ ભાગની કંઠપટ્ટી, અર્ધા ભાગની મુખપટ્ટી (કંદ) સાડાત્રણ ભાગનો સ્કંધ (ગલતો)

જાડંબો કરવો તેમાં અર્ધા ભાગનો કંદ કાઢવો. તે પર અર્ધા ભાગની અંધારી. તે પર અઢી ભાગની કણી પર એક ભાગની ચીપલી કરવી. એ પર બે એક ચીપલી કરવી. ઉપર બે ભાગનું અંતરપત્ર કરવું. અઢી ભાગનો કેવાળ પર ગ્રાસપટ્ટી સાડાપાંચ ભાગની વિધિથી કરવી. અર્ધા ભાગની સુખપટ્ટી અંધારી કરવી. ત્રણ ભાગની કર્ણિકા. તેના અર્ધા ભાગનો સ્કંધ પટ્ટીકા=કંદ અને સર્વોપરિ ઉપરનો સ્કંધક ગલતો ચાર ભાગનો કરવો. આ સર્વ થરોના ઘાટ અંતરત્રેપ અક ભાગ ઊંડા કોરાવા. એ રીતે ત્રીસ ભાગનું દેવ સિંહાસનની પીઠિકાના વિભાગ જાણવા. (૪૭)

(૧ ભૂગર્ભ, ૩ કંઠપટ્ટી, ૦ા સુખપટ્ટી, ૩ સ્કંધગલતો, ૦ા કંદ, ૦ા અંધારી, ૨ા કણી, ૧ ચીપલી, ૨ અંતરપત્ર, ૨ા કેવાળ, ૫ા ગ્રાસપટ્ટી, ૦ા સુખપટ્ટી, ૪ કર્ણીકા, ૦ા સ્કંધ ૪ ગલતો = ૩૦

## દોષફળ

પ્રાસાદના અંગોપાંગ માનહીન ન કરવા તેમજ માનથી, અધિક પણ ન કરવા. માનહીન કરવાથી કરાવનારના કુલનો ઉચ્છેદ થાય તેમ તેનું નરકમાં પતન થાય. શિલ્પી જો માનહીન કરે તો તેના કુળનો નાશ થાય. માનથી અધિક કરવાથી રાષ્ટ્ર ભંગનો ભય રહે. સ્થાપક સ્થપતિને યજમાને નિર્દોષ કાર્ય કરવો. જો તેમ ન કરે તો શિલ્પી દોષિત થાય છે. ૫૧

**इतिश्री विश्वकर्मा कृते वास्तुविद्याया भीट पीठ लक्षणाध्याय क्रमांक ४**

પદ્મશ્રી સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શિલ્પવિશારદે કરેલ સટીક ભાષાનુવાદ

---

ગ્રંથપૂર્તિ

## પ્રાસાદોદયમાન

પ્રાસાદનો ઉદયમાન. એક ગજથી પાંચ ગજ સુધીના વિસ્તાર પ્રાસાદ ઉદયમાન ઊભણી જેટલા ગજ હોય તેટલી રાખવી. છ થી તેર ગજ સુધીના પ્રાસાદને ગજે બાર બાર આંગુલની વૃદ્ધિ કરવી. ચૌદ ગજથી એકવીશ ગજના પ્રાસાદને ગજે અગ્યાર અગ્યાર આગુંલની વૃદ્ધિ ઊભણીમાં કરવી. બાવીશથી પચાસ ગજ સુધીના પ્રાસાદને ગજે દશ દશ આંગુલની વૃદ્ધિ ઉદયમાનની કરતા જવું. શિલ્પશાસ્ત્રના પારંગત એવા શિલ્પીએ એ રીતે પ્રાસાદની ઊભણી ઉદયનું માન જાણવું.

## દ્વારમાન

હવે હું પ્રાસાદનું દ્વારમાન કહું છું. એક ગજના પ્રાસાદનું દ્વારોદય માન સોળ આંગળ કરવું. તે ચાર હાથ સુધીને સોળ સોળ આંગળનું દ્વારમાન જાણવું. પાંચથી આઠ

ગજ સુધીનાનું ગજે ત્રણ ત્રણ આંગુલની વૃદ્ધિ કરતા જવું, એ ઉપરથી પચાસ ગજ સુધી ગજે બબ્બે આંગુલની વૃદ્ધિ દ્વારોદયની કરતા જવું. એ રીતે નાગર છંદના પ્રાસાદનું દ્વારમાન જાણવું.

## ભિતિમાન

इष्टिका चतुर्थांशेन् पंचमांशेन शैलजा
द्वारूजानां षडांशेन सौवर्णों सप्तमांशके
रजतस्य तथा कार्या चितिनांतु प्रमाणकम्

ઈંટના પ્રાસાદને ચોથા અંશે, પથ્થરનાને પાંચમાં અંશે, કાષ્ટનાને છઠ્ઠા ભાગે, સોનાને સાતમા ભાગે ચાંદીના પ્રાસાદને સાતમા અંશે ભીંતની જાડાઈનું પ્રમાણ રાખવું. ૨૯

ઇતિશ્રી વિશ્વકર્મા કૃત વૃક્ષાર્ણવ નારદ પૃચ્છાયાં જગતી લક્ષણ ભીટપીઠ પ્રસાદોદયમાન દ્વાર માન ભિતિમાન પ્રમાણાધિકારે શતાગ્રે સપ્તમોધ્યાય ક્રમાંક ૪ ।। પદ્મશ્રી પ્રભાશંકર ઓ. સોમપુરા સ્થપતિ શિલ્પવિશારદે કરેલ ભાષાનુવાદ ક્રમાંક અ. ૪



પ્રનાળનું મકર મુખ

## જમતી પ્રાસાદ ભીટ પીઠ ઉદય દ્વારેમાન

| દ્રાસવૃ ગજ | કુર્મ | જમતી | ભીટ માન | પીઠ માન | પ્રાસાદોદય માન | દ્વારોદય માન |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૪ | ૧-૦૦ | ગ. આ. | ગ. આ. | ગ. આ. | ગ. આ. |
| ૨ | ૬ | ૧-૧૨ | ૦-૪ | ૦-૧૨ | ૧-૦ | ૦-૧૬ |
| ૩ | ૯ | ૨-૦૦ | ૦-૫ | ૦-૧૭ | ૨-૦ | ૧-૮ |
| ૪ | ૧૨ | ૨-૧૨ | ૦-૬ | ૦-૨૨ | ૩-૦ | ૨-૦ |
| ૫ | ૧૨।।। | ૩-૦૦ | ૦-૭ | ૧-૩ | ૪-૦ | ૨-૧૯ |
| ૬ | ૧૩।। | ૩-૧૨ | ૦-૮ | ૧-૮ | ૫-૧૧ | ૨-૨૨ |
| ૭ | ૧૪। | ૪-૦૦ | ૦-૮।। | ૧-૧૨ | ૬-૦૦ | ૩-૦ |
| ૮ | ૧૫ | ૪-૧૨ | ૦-૯।। | ૧-૧૬ | ૬-૧૨ | ૩-૪ |
| ૯ | ૧૫।।। | ૫-૦૦ | ૦-૧૦। | ૧-૨૦ | ૭-૦ | ૩-૪ |
| ૧૦ | ૧૬।।। | ૫-૧૨ | ૦-૧૧ | ૨-૦ | ૭-૧૨ | ૩-૮ |
| ૨૦ | ૨૨ | ૯-૦૦ | ૦-૧૫।।। | ૨-૪ | ૧૨-૫ | ૩-૧૬ |
| ૩૦ | ૨૪।। | ૧૨-૦૦ | ૦-૧૬।।। | ૩-૨૦ | ૧૬-૫ | ૪-૦૪ |
| ૪૦ | ૨૫ | ૧૪-૧૨ | ૦-૧૯। | ૪-૬ | ૨૦-૧૦ | ૫-૦૦ |
| ૫૦ | ૨૯ | ૧૭ | ૨૧।।। | ૫-૧૨ | ૨૪-૧૮ | ૬-૧૬ |




દ્રવિડ પ્રાસાદના પીઠના પ્રકાર

श्री विश्वकर्माकृते वास्तुविद्यायां प्रासाद कट्योच्छ्य लक्षणां क्रमांक अ०५

## मंडोवर प्रासादोदयमान

अथात्‌ः संप्रवक्ष्यामि प्रासादस्यतुलक्षणं
प्रासादस्यतु यन्मानं ज्ञातव्यं मूलनासके ॥१॥
अंगुलानि ततो ज्ञात्वा दशभागेविभाजित
एकहस्तं द्विहस्तं वा कूर्यात्तय समोदय ॥२॥
त्रिचतुःपंच हस्तंतु नवभागोदये स्मृत
षट सप्तहस्तके यैव अष्टभाणमुच्छ्य ॥३॥
नवाष्टकेषु प्रासादे सप्तसार्ध्व प्रमाणकं
दशसेकादशैव चैव सप्तभाग समुच्छय ॥४॥
द्वादशेत्रयोदशेच षटसार्धतुकारयेत्‌
अतःउर्ध्व ततोकुर्यात्वान द्विशस्तुहस्तके ॥५॥
षट्भागस्य प्रमाणं तु कर्तव्यं शिल्पीबुध
विशहस्तात्परे ज्ञात्वा यावत्षटविशहस्तकं ॥६॥
कटयुच्छ्रयंतुकर्तव्य पंचसार्ध्व समुच्छ्रिता
षट्त्रिशम तकृत्वा यावत्पंयाशहस्तक ॥७॥
पंचभाग प्रमाणेन कर्तव्याशिल्पिनोबुधः
घटादौ छाद्यपर्यंत विभक्ति मध्यमध्यया ॥८॥
एकभेदा समाख्यान द्वितीययंश्रृणुसोम्रत
प्रासादयंच मानंच ॥९॥
(प्रासादसेमुलाना कृत्वा) विभजेन्नयवभागिकं
एकहस्तद्विहस्तंवात्रिहस्तं चतुःपंचक ॥१०॥
अधःपदयोर्ध्व पदंय नवभागं कारयेत्‌
षट्सप्त हस्त प्रासादे कर्तव्यं चाष्टभागिकं ॥११॥
नवचाष्ट हस्तप्रासादे सप्तभागप्रमाणकं
दशमेकादशेपुत्र ! षट्सार्ध्व भागमानक ॥१२॥

द्वादशेत्रयोदशे ज्ञात्वा पंचसार्धश्चभाजत्
अतउर्ध्वततःकुर्याद्यावद्विशश्च संख्यया ॥१३॥
पंचभाग प्रमाणेन कर्तव्या शिल्पिना बुध
विशोर्ध्वेत्ततः कुर्याद्यावत्पंयाश हस्तकं ॥१४॥
तावत्यर्ध कर्तव्ये प्रासादस्यनुमेखला
नवभागप्रमाणेन उच्छ्रये भाग संख्यया ॥१५॥

नोट : आ अध्याय 'ज्ञानरत्न कोश शिल्प ग्रंथ 'ने मळतो छे




## शलिलांत्तर

अथातो लक्षणं वक्ष्ये सलिलान्तर निश्चयं
यावद्हस्तप्रमाणेन विस्तारक्रियतेकटि ॥१६॥
तावदङ्गुलमानेन निर्गमंतस्य कारयेत्
निर्गम (पंच) मोशेन वारिमार्गान्तरक्षोभना ॥१७॥
क्षोभयानास्तुपादेन विस्तारतस्य कारयेत्
मद्रार्ध तु ततोवत्स ! ज्ञातव्यंमूलनासके ॥१८॥
दशधा भाजितंकृत्वा भागे के मूल नासिक
द्वितिया फालना कार्या पादोनत्रयविस्तृता ॥१९॥
तृतियाच त्रिभिर्भागैः कर्तव्या नामसंशय
भागार्ध्वनुततःकार्य सपादस्तुविस्तृता
(पादचयविरतश ) ॥२०॥
अनेनैवचभागेन निर्गमस्याफालना
यावद्हस्तप्रमाणेन कटिमान विधीयते ॥२१॥
तावदेङ्गुलपास्तु फलादैना तु निर्माम
अनुगेपु तथा प्येयं एवं कोणेपु मापयेत् ॥२२॥




## मंडोवर विभाग १७०

अतोर्ध यैव कर्तव्यं शतमेकोनसप्तभिः
क्षुनमादो पादपर्यंतः विभक्त भाग योजयेत ॥२३॥
एतेश्चैव भाजैस्तु क्षुरकंस्तुक्रतु कल्पयेत्
भागविंश त्रयधिका ततोकुमे भागाश्च कारयेत् ॥२४॥



अत ऊर्ध्वं तु यदिस्तु कुर्याद्भागंपदात्कलं
कलशं द्विगभागानि उर्ध्वपद्धित्रिपादत ॥२५॥
अर्धाच तेन मानेन अंतरपत्रं तथाशृणु
चत्वारिभाज ता वत्स ! कर्तव्या
शिल्पिनातथः ॥२६॥

कुंमालिका भाग श कथयामि सार्धनव
भागत
कर्णभाग द्वयं कुर्यात स्कंध द्विभागितं ॥२७॥
स्कंधोर्ध्व पट्टिका वत्स ! भागोर्ध कारयेद्वुधः
कर्ण तले पट्टिका वत्स ! उभयोर्द्धभाग
मेवच ॥२७॥
(कर्णतु भाग मेकंतु) त्रिभाग स्कंध मित्युक्तं
वर्तनातुकुंमालिका एवं सार्ध नव
भागत् (९॥) ॥२८॥
मसुरकंतु वक्ष्यामि भागः सार्धदशेनतु
कर्णकभाग चतुष्केन तन्मध्येस्कंधपट्टीका ॥२९॥
कर्णो भागसार्धेन्तु
स्कंध भागत्रयंअधः पट्टिका अर्धभूषिते ॥३०॥
कामरुप वती नाम विन्यसेत्सार्धभागिका
अंतरपत्रंतु विख्यातं भागार्धंच कारयेत् ॥३१॥

## जंघा

जंघाकायां तथा कार्या चतु चत्वारिशतु भागत्
जंघालयैव कर्तव्या सुरूप्त रुपसंयुत ॥३२॥
दिशापालैस्तु सायुक्ता भद्रखत्तक भूपिता
उत्तरे विन्यसेधंडी दक्षिणंडधक भैरव ॥३३॥
नाट्येशंविन्यसेद्भद्रे पश्चिमे नृत्यसंयुतं
अथवा च प्रकर्तव्या देवना त्रय संयुताः ॥३४॥
ब्रह्मा दक्षिणे भागे वामेविष्णुःप्रकीर्तित
रुद्रन्तु पश्चिमे भद्रे सर्वसौभाग्य संयुतं ॥३५॥

रथिकैश्च विचियेस्तु अनुजेपुय योक्षितो
कितु संपात कोर्णपु मुर्नि स्तत्र संस्थितेः ॥३६॥
सिंहकर्णार्ध मुत्सेध भद्रं उद्‌भमसमुछ्य
सर्धपादाधिकं चैवा विशभागाश्चकारयेत् ॥३७॥
अंतरपट्टं तथा भागं कारयेद्वियक्षणा
ग्रासस्थपट्टिका येव पंच भागस्तु संख्यया ॥३८॥
दशभाग उद्गमो वक्ष्ये मध्ये संयोज्यस्तुनुत्ः
कर्णय पट्टीकायुक्त सार्धभागंतु कारयेत ॥३९॥
सार्ध भाग समाख्याता भरण च निबोधये
कपोताली तथा वक्ष्ये भागमेकयविन्यसेत्
स्कधतथेतियुकत सार्धभागतुकारयेत ॥४०॥
सार्धभाग समाख्यात भरणोच निबोधयेत
भरणं च ततो प्राज्ञ (सार्ध)
द्वादश संख्यथा ॥४१॥
कामरूपट्टिकाचैव भागमेकं समुच्छिता
पादून चिप्पिका कार्या कपोपादूनकद्वय ॥४२॥
गौभार्ध घसिका कार्या भागार्धनत् पट्टिका
द्विमिर्भागै स्तत स्कंध कर्ण भागेन कायेसत् ॥४३॥
सार्ध भागोच्छ्रितं स्कंध कर्ण सार्ध समुच्छितं
कर्तव्ये चांतरपत्र द्विमिर्भागै समुच्छ्रितं ॥४४॥
एवं मेवं हि कर्तव्य भरण (सार्ध) द्वादश
भागै श्चतुर्दशे श्चैव कपोताली वदाम्यह ॥४५॥
भागार्धे पट्टिका कार्या स्कंध सार्धसमुछिता
पट्टियांद्वयं कार्यं भागमेकं समुच्छितं ॥४६॥
भागद्वयो छितं स्कंध कर्णसार्धद्विभागक
भागेर्ध चार्ध पट्टिस्तु कर्तव्या नात्रसंशय ॥४७॥
पंच भागोच्छिते कार्यं अंतरपत्र चशोभन
कपोताली समाशयाता कूटछाद्यं वदाम्यह ॥४८॥









कूटछाद्य ततो वक्षे भागैचैवतुर्षोऽशौं
कामरुप च कर्तव्य भागपादेन संयुतं ॥४९॥

चिप्पिका तत्प्रमाणेन त्रैश्चैवतु भूषित
सार्ध भागोच्छ्रिता कर्ण दंडभागेन् मुच्छित ।५०॥

पादोनै कृत भि मागैः स्कंध कार्यसुवर्त्तित
पादूनै घसिका कार्या मागार्धेन तु पट्टिक ॥५१॥

सार्धभागोछ्रिताकर्ण स्कंध पादोनक द्वय
तस्योर्ध पट्टिका कार्या भागार्धेन तु चौच्छिता ॥५२॥




प्रवेशंच कपोतश्च भागायत्वारी नान्यथा
निर्गमं य प्रवक्ष्यामि कर्णसूत्राग्रतःछ्रितं ॥५३॥

दशमेकाधिकै भागैः तत्वनातस्येकारयेत्
लंवुनातुद्विधाकृत्यं अग्रभागदंगुलीकृत ॥५४॥

तरयाग्रे चिप्पिका कार्या मणिवंध तथापरे
कपोताल्य कर्णस्य कारयेच्चापरांदिश ॥५५॥

पंचयुक्तानि अधन प्रविशेतु प्रवेशिकं
खल्वणा कारये तत्र कर्णस्योर्ध्व समावुधः ॥५६॥

तस्योर्धपट्टिका कार्या सार्ध भाग समुछ्ता
स्कंध सार्धद्वय कार्य भागं नैकेनपट्टिका ॥५७॥

शलिलान्तर सप्तभिर्भिर्भागै स्तद्वत्प्रवेशानं
कूटछाद्यं भवेदेवं षोडशैस्तु समुछ्त ॥५८॥

गर्भन्यासार्ध मुच्छायं गर्भकार्या प्रयत्नत
प्रासादसपाद सार्धमर्धवा अत्युचभयकारक
(गर्भगृह) ॥५९॥

अपूर्ण

इति विश्वकर्माकृते वास्तुविद्यायां वास्तुशास्त्रे प्रासाद कटयोछ्रियं लक्षणं मडोवराधिकार अध्याय कमांक ५

## श्री विश्वकर्माकृते वास्तुविद्याया प्रासाद कटयोच्छ्रय लक्षण क्रमाक ५ मंडोवरधिकार ५

## प्रासादोदयमान

હવે હું પ્રાસાદના મંડોવરનાં લક્ષણો કહું છું. પ્રાસાદનુમાન કર્ણ રેખાના મૂલનાસકથી જાણવું. (આંગુલના દશ ભાગે વિભાગ કરવા) એક અને બે હાથના પ્રાસાદની ઊભણી સમ. તેટલી જ કરવી. ત્રણ, ચાર અને પાચ હાથના પ્રાસાદને નવમાં ભાગે હીન ઊભણી કરવી. છ, સાત અને આઠ ગજના પ્રાસાદને આડા આઠ ભાગે હીન ઊભણી કરવી. નવ અને આઠ ગજના પ્રાસાદને સાડી સાત ભાગે હીન ઊભણી કરવી દશ ને અગિયાર ગજના પ્રાસાદને સાત ભાગે હીન ઊભણી કરવી. બાર અને તેર ગજના પ્રાસાદને સાડા છ ભાગે હીન ઊભણી કરવી.

એથી ઉપરના વિશ ગજના પ્રાસાદને છ ભાગે ઊભણી હીન બુદ્ધિયાન શિલ્પીએ કરવી. વીશથી છત્રીશ ગજના પ્રાસાદને સાડા પાંચ ભાગે ઊભણી હીન કરવી. છત્રીશથી પચાસ ગજના પ્રાસાદને પાંચમા ભાગે હીન ઊભણી બુદ્ધિમાન શિલ્પીએ કરવી. ૭

ખરા કુંભાથી છજા સુધીની મધ્યમાન ઊભણીના મધ્યમાનના એક ભેદ કહ્યો. બીજો ભેદ હવે સાંભળો (પ્રાસાદની ઊભણીના આંગુલના) નવ ભાગ કરવા. એક, બે, ત્રણ, ચાર અને પાંચના નીચેના પદ–ઉપરના પદના નવ ભાગ કરવા. છ, સાત હાથના પ્રાસાદના આઠ ભાગે હીન કરવું. નવ અને આઠ હાથના પ્રાસાદને સાત ભાગે હીન કરવું. દશ અગિયાર હાથના પ્રાસાદના....સાડા છ ભાગનું હીન માન રાખવું. બાર ને તેર ગજના પ્રાસાદને સાડા પાંચ ભાગે હીન અને તેથી ઉપર વીશ ગજ સુધીનાને પાંચ ભાગે હીન પ્રયાણ ઊભણીનું બુદ્ધિમાન શિલ્પીએ કરવી. વીશથી પચાસ ગજના પ્રાસાદને મેખલા નવ ભાગ પ્રમાણુ ઊંચાઈના ભાગ સંખ્યાની કરવી. ૧૫

હવે શલીલાંતર=અંતરાળ=કોળી જેટલા ગજ વિસ્તારની કરી રેખાએ હોય તેના (આંગુલના) માને તેનો નીકાળો રાખવો. તેના નીકાળાના પાંચમા ભાગે ક્ષોભતો પાણીતાર કરવો. તેની ક્ષેભણ ઊંડાઈ ચોથા ભાગે વિસ્તારે રાખવી. હે વત્સ ! મૂળનાસકથી ભદ્રના અર્ધ ભાગ સુધીના દશ ભાગ કરવા. મૂળનાસક એક ભાગનું, બીજુ ફાલના પોણા ત્રણ ભાગનું ત્રીજું ત્રણ ભાગનું અને અર્ધું ભદ્ર સવા ત્રણ ભાગનું મળી અર્ધદશ ભાગ (કુલ વીશ ભાગ) તેના નીકાળો જેટલા ગજનો પ્રાસાદ હોય તેટલા આંગળના ચોથા ભાગે રાખવા. ૨૨

## ૧૭૦ એકસો સીત્તેર ભાગનો મંડોવર

હવે પ્રાસાદની ઊભણીના માનના ૧૭૦ એકસો સીત્તેર ભાગ ખરાથી છજા સુધીના કરવા. તેમાં ખરો છ ભાગનો, ત્રેવીશ ભાગનાં કુંભો, તે ઉપર દશ ભાગ કળશો,

ભિટ્ટ જુદા જુદા મંડોવર સામાન્ય મંડોવર



૧૪૪ ભાગનો મંડોવર

સાંધારમેરૂ મંડોવર

૧૦ ભાગનો મંડોવર

૫૯ ભાગનો મંડોવર




પૂજ્ય પિતાશ્રીએ નિર્માણ કરેલ ત્રિનેત્રેશ્વર (થાન) સૌરાષ્ટ્રના મંદિરના ભદ્રનો મંડોવર અને ગવાક્ષ

તે ઉપરની ચિપ્પીકા ત્રણ ભાગની કરવી. તે ઉપરનું અંતરપત્રનું માન સાંભળો. હે વત્સ, બુદ્ધિમાન શિલ્પીઓ ચાર ભાગનું કરવું. તે પર કુમાલીકા=કેવાળ સાડા નભ ભાગનો કરવો. મુખપટ્ટી બે ભાગની, ઉપરનો સ્કંધ બે ભાગનો, સ્કંધ ઉપરની પટ્ટી ઘશી અર્ધા ભાગની, મુખપટ્ટીના નીચે ઉપર અર્ધા ભાગના કંદો કરવા. નીચેનો સ્કંધ ગલતો ત્રણ ભાગનો, તેની ચોડકંદ એક ભાગનો મળી કુલ સાડા નવ ભાગનો કેવાળ જાણવો. ૨૮

(૬ ખરો, ૨૩ કુંભો, ૧૦ કળશો, ૪ અંતરાળ, ૯ાા કેવાળ, ૧૦ાા મંચીકા, ૪૪ જંઘા, ૨૦ાા ઉદ્‌ગમ, ૧૨ાા ભરણી, ૯ કપોતળી, ૫ ભરણી ૪ અંતરાળ, ૧૬ છજુ = કુલ ૧૭૦ ભાગ)

કેવાળપટ મસૂર=માચી સાડા દશ ભાગની કરવી તેમાં ઉપરના કંદ અર્ધા ભાગનો દોઢ ભાગની કણી અર્ધાભાગની ઘશી મળી દોઢ ભાગનો સ્કંધ (ગલતો) મળી ચાર ભાગ અર્ધા ભાગની કંદપટ્ટી, દોઢ ભાગની મુખપટ્ટી. ત્રણ ભાગનો સ્કંધ (ગલતો) દોઢ ભાગનો કામરૂપ (ચાર ભાગ વચ્ચે અર્ધા ભાગની ઘશી સાથે) કુલ સાડા દશ ભાગની મંચીકા. ૩૧

જંઘા ચુંમાલીશ ભાગની, તેમાં દેવ સ્વરૂપવાળી કરવી. દીગ્પાલોનાં સ્વરૂપો કરવાં. ત્રણ તરફ ખત્તક ભદ્રમાં સુશોભિત કરી તેમાં ઉત્તરે ચંડિકા, દક્ષિણે અંધક ભૈરવ-પાછળ પશ્ચિમે નૃત્ય કરતા નાટેશ્વર રુદ્ર કરવા અથવા ત્રિપુરુષની યુગ્મ મૂર્તિઓ બેસાડવી. દક્ષિણે બ્રહ્મા, ડાબે વિષ્ણુ અને પશ્ચિમ ભદ્રે રુદ્રની મૂકી સર્વ શોભાયુક્ત ગવાક્ષો કરવી અનુગે યોગિની દેવાંગનાઓને કર્ણ દીગ્પાલોનાં સ્વરૂપો કરવાં. પાણીતારના ખૂણા કુંજમાં મુનિ તાપસનાં સ્વરૂપો તપ કરતા કે વિરાલના ઉભા રૂપો કરવા એવી દેવસ્વરૂપથી અલંકૃત જંઘા ચુંમાલીશ ભાગની કરવી. ૩૬

જંઘા પર ઉદ્‌ગમ સાડાએકવીશભાગનો કરવો....ભદ્રે ઉદ્‌ગમ કરવા તેના ખૂણા પર સિંહ બેસાડવા (હાલમાં કપિ–વાંદરા બેસાડે છે) ઉપર અંતરપત્ર ઘશી એક ભાગની ગ્રાસપટ્ટી પાંચ ભાગની. દશ ભાગનો ઉદ્‌ગમ કરવો. નીચે છાજલીનો એક ભાગ કેવાળ, તેના નીચે સાડાચાર ભાગની છાજલીમાં દોઢ ભાગનો સ્કંધ (ગલતી) દોઢ ભાગની પટ્ટી અને દોઢભાગનો સ્કંધ ગલતી મળી ૪ાા + ૧ = ૫ાા કુલ ૨૧ાા સાડીએકવીશ ભાગનો ઉદ્‌ગમ દોઢિયો કરવો. ૩૯

ઉદ્‌ગમપટ સાડાબાર ભાગનો ભરણીનો થર કરવો. નીચે કામરૂપ એક ભાગ–દોઢ ભાગ ચિપ્પીકા–કણી પોણા બે ભાગની અર્ધા ભાગની ઘશી અને અર્ધા ભાગની પટ્ટી, ત્રણ ભાગનો સ્કંધ (ગલતો) કર્ણ પાંચ એક ભાગ દોઢ ભાગનો સ્કંધ (ગલતી) દોઢ ભાગની પટ્ટી કર્ણ તે ઉપર બે ભાગની અંતર પટ્ટીકા કરવી. કુલ સાડાબાર ભાગની ભરણી ખૂણાપટ પત્રોથી અલંકૃત ભરણી કરવી. ૪૪

હવે મહાકેવાળના અંતરપત્ર સાથે ચૌદ ભાગ કહું છું. આઠ ભાગનો મહાકેવાળ અને પાંચ ભાગનો અંતરાળ. અર્ધા ભાગની પટ્ટીકા. વચ્ચે અઢી ભાગની પટ્ટીનો તેની બે બાજુ અર્ધા અર્ધા ભાગનો કંદ અને નીચે ઉપર સ્કંધ (ગલતો) બબ્બે ભાગના નીચે

અર્ધા અર્ધા ભાગના બે કંદ મળી નવ ભાગનો કેવાળ જાણવો. તે ઉપર પાંચ ભાગનો અંતરાળ મળી ચૌદ ભાગ. (તેર ભાગ) ૪૭.

મહાકેવળ પર હવે કુટછાદ્યના વિભાગ કહું છું. કુટછાદ્ય સોળ ભાગ જાડું કરવું. નીચે કામરૂપ પોણા ભાગનું, ચિપ્પીકા પણ પોણા ભાગની, દોઢ ભાગ ઉંચી પટ્ટી દંડ ભાગની જેટલી. પોણા ભાગનો સુવર્ત સ્કંધ (ગલતો) કરવો. પોણા ભાગની ઘશીકા અર્ધા ભાગની પટ્ટીકા—દોઢ ભાગ ઉંચી પટ્ટી કરવી. સ્કંધગલતી પોણા બે ભાગની તે ઉપર પટ્ટીકા અરધા ભાગની ઊંચી કરવી. તેનો પ્રવેશ નીકાળો કેવાળથી ચાર ભાગનો નીકાળો કહું છું. કર્ણ (પટ્ટી)ના સૂત્રથી આગળ ઊંચું અગિયાર ભાગ કાઢવો. લંબન ( ) અગ્ર ભાગ....તેની આગળ ચીપલી કરવી....આગળ નીચે મણીબંધ કરવા. કેવાળની પટ્ટી.... છજાનું ખલવણ પટ્ટીની ઉપર બરાબર કરવી. તે ઉપર પટ્ટીકા દોઢ ભાગ ઊંચી કરવી. સ્કંધ અઢી ભાગનો કરવો. તેની એક ભાગની પટ્ટીકા કરવી. શલિલાંત્તર....સાત ભાગ પ્રવેશ. એ રીતે સોળ ભાગનું કુટછાદ્ય ઊંચું કરવું. ૫૭

ગર્ભની ઊંચાઈ સવાઈ કે દોઢી કરવી. ગર્ભગૃહ સવાયો—દોઢ કે અર્ધો....અતિ ઊંચું ભયકારક જાણવું........

## અપૂર્ણ

### इतिश्री विश्वकर्मा कृताया वास्तुविद्याया वास्तुशास्त्रे कटयोर्ध्व लक्षण मंडोवराध्याय क्रमाक अ ५

પદ્મશ્રી સ્થપતિ પ્રભાશંકર ઓ. સોમપુરાએ કરેલ ગુજરાતી અનુવાદ



પ્રનાલનું મકર મુખ




શ્રી બલવંતરાયે નિર્માણ કરેલ કલ્યાણ બીરલા મંદિરનો કળામય મંડોવર સ્તંભો સાથે

ફુટનોટ : વૃક્ષાર્ણવ અંતરગત

પીઠના અન્ય વિભાગ કહે છે. પાંચ ભાગનો જાડંબો નવ ભાગની કણાલીકા ( કણી અંતરાળ છાજલી ગ્રાસપટ્ટી) સાત ભાગનું ગજપીઠ છ ભાગનું અશ્વપીઠ અને પાંચ ભાગનું નર પીઠ રીતે બત્રીશ ભાગ ઉદ્‌ગમનુ પીઠ અને સોળ ભાગ નીકાળો રાખવો–૨૧–૨૨ પીઠભાગ ૩૨

( જાડંબો ૫, કણી છજુ ૯, ગજપીઠ ૭, અશ્વપીઠ ૬, નરપીઠ ૫ કુલ = ૩૨ )

(૧) હવે નરપીઠ ઉપરથી પ્રહાર સુધીના સાડી સુડતાલીશ ભાગના મંડોવરના ભાગ સંખ્યા વિધિથી કહું છું. ખરો બે ભાગ, કુંભો સાત ભાગ, કળશો ૩ ભાગ, અંતરાળ અર્ધો ભાગ, કેવાળ ત્રણ ભાગ, મંચીકા ત્રણ ભાગ, તે પર તેર ભાગની જંઘા ઉદ્‌ગમ સાડા ચાર ભાગ, ભરણી ત્રણ ભાગ, કેવાળ પણ ત્રણ ભાગ, અંતર પણ અર્ધો ભાગ. કુટછાદ્ય પાંચ ભાગ જાડાઈનો ચરી એમ કુલ સાડી સુડતાલીશ ભાગનો મનોહર નામે મંડોવર જાણવો. છજા ઉપર પ્રહાર સાડા ત્રણ ભાગનો " મનોહર " પ્રકારનો કરવો.

( ખરો ૨, કુંભો ૭, કળશો ૩, અંતરાળ ०॥, કેવાળ ૩, મંચીકા ૩, જંઘા ૧૩, ઉદ્‌ગમ ૪॥, ભરણી ૩, કેવાળ ૩. અંતરાળ ०॥, છજુ ૫ કુલ = ૪૭॥ ભાગ

(૨) હવે દ્વિતીય મંડોવર નરપીઠ ઉપરથી છજા સુધીના વિભાગનો ઓગણીશ ભાગનો ક્રમે કરીને કહુ છું. ખરો અર્ધા ભાગ, સવા બે ભાગ કુંભો, સવા ભાગનો કળશો, પા, ¼ ભાગનો અંતરપત્ર, કેવાળ સવા ભાગનો, મંચીકા પણ સવા ભાગની, તે પર જંઘા છ ભાગ, બે ભાગનો ઉદ્‌ગમ–ભરણી સવા ભાગની કેવાળ, સવા ભાગનો અંતરાળ પા. ¼ ભાગનો અને દોઢ ભાગનું છજું એ રીતે ઓગણીશ ભાગનો મંડોવર કહ્યો.

( ખરો ०॥, કુંભો ૨।, કળશો ૧। અંતરાળ ०।, કેવાળ ૧।, મંચીકા ૧।, જંઘા ૬, ઉદ્‌ગમ ૨, ભરણી ૧।, કેવાળ ૧।, અંતરાળ ०।, છજુ ૧॥ કુલ = ૧૯

(૩) હવે ત્રીજા મંડોવર નરપીઠ ઉપરથી છજા સુધીના શરોના સાડા ચૌદ ભાગનો કહે છે. ખરો અર્ધો ભાગ, કુંભો અઢી ભાગ, કળશો એક ભાગ, અંતરાળ પા. ¼ ભાગ, કેવાળ એક ભાગ, મંચીકા, એક ભાગ, જંઘા ચાર ભાગ, ઉદ્‌ગમ એક ભાગ, ભરણી એક ભાગ, કેવાળ એક ભાગ, અંતરપત્ર પા. ¼ ભાગ અને કુટછાદ્ય છજુ એક ભાગનું.

એવા સર્વ લક્ષણ યુક્ત મંડોવર સર્વ કામનાને આપનાર જાણવા. સામાન્ય.

(૪) હવે ચોથો સામાન્ય મંડોવર દશ ભાગનો કહે છે. ખરો અર્ધો ભાગ, કુંભો સવા ભાગ, કળશો પોણો ભાગ, કેવાળ પોણો ભાગ અને સવા ચાર ભાગની જંઘા, તે પર પોણા ભાગનું ભરણ, અને કેવાળ પોણા ભાગનો તે પર કુટછાદ્ય છજુ એક ભાગનુ એમ મળીને દશ ભાગનો સામાન્ય મંડોવર જાણવો.

( ખરો ०॥, કુંભો ૧।, કળશો ०॥।, કેવાળ ०॥।, જંઘા ૪।, ભરણી ०॥।, કેવાળ ०॥।, છજુ ૧ કુલ = ૧० )

**ફુટનોટ :** સાંધાર મહાપ્રાસાદના મંડોવર ભ્રમ કે મંડપની બે કે ત્રણ ભૂમિ મજલા કરતાં બહારના મંડોવરના ઉદ્‌ગમના થરમાં પાટ-ભારવટ સમસૂત્રે રાખો. ( उद्गमे पट्टस्य पेटके ) બે, ત્રણ કે ચાર ભૂમિને બે છજ્જાં કરવાના કહ્યાં છે.

**ફુટનોટ :** મહાપીઠ. કામદપીઠ અને કર્ણપીઠ એમ ત્રણ પીઠ દ્રવ્યાધિ દ્રવ્ય પ્રમાણે કરી શકાય. મહાપ્રાસાદને કે જેને દ્રવ્યવ્યય કરવો હોય તો ગજ અશ્વ નર પીઠવાળું પીઠ કરવું. સામાન્ય રીતે કામદપીઠ થાય છે તેમાં જાડંબો કણી-અંતરાળ છજ્જી અને ગ્રાસપટ્ટીના થરો થાય, બહુ અલ્પ દ્રવ્ય વ્યય કરવું હોય તે આયતનોની દેવકુલીકાઓ કે સાધારણ મંદિરને કર્ણપીઠ થાય, તેમાં જાડંબો અને કણી એમ બે જ થર થાય તે કર્ણપીઠ

આ સાથે સોમનાથના મહાપીઠ અલંકૃતનો બ્લોક સાથે તેના દ્વિભૂમિનો મંડોવરનો બ્લોક બીજા પાંચ, છ મંડોવરનો બ્લોકો આપેલા છે સાધાર નીરંધાર પ્રાસાદમાં મંડોવર અને અંદરના સ્થંભના છોડ સાથેનો સમન્વય આપેલ છે. તે બરાબર સમજવું.

## મંડોવરની જંઘામાં દેવાંગનાનાં સ્વરૂપો




જયા




મોહિની




ચંદ્રવકા




કામરૂપા



સાંધાર મહાપ્રસાદરો દ્વિભૂમિ મંડોવર સોમનાથ



કંડર્ય મહાદેવ ખજુરાહોના મંદિરનું પીઠ અને ત્રણજંઘાયુક્ત
મંડોવર અને ભદ્રનો ગવાક્ષ



નાગરાદિ પ્રાસાદનો મંડોવર

નાગરાદિ સાંધાર નિરધાર પ્રાસાદોના મંડોવર અને સ્તંભ સમન્વય જુદા જુદા પીઠ સાથે 




ખજુરાહોનું એક મંદિર મધ્યપ્રદેશ

# VAMAN TEMPLE KHAJURAHO (M.P.)

SCALE: 1 INCH = 2 FEET

EKANDI SHIKHAR

MANDOVAR

NAHAPITH

વામનમંદિર ખજુરાહો (મધ્યપ્રદેશ)



મંડોવર

## મંડોવરની જંઘામારૂપો વિદિશાના દિગ્પાલો ઈશાનેઈશ અગ્નિકોણેઅગ્ની દેવ



૮ ઈશાનકોણે ઈશ ૫ અગ્નિકોણે અગ્ન ૬ નૈઋત્યે નિરૃત ૭ વાયવ્યે વાયુદેવ

## દિશાના દીગ્પાલો



પૂર્વે ઈન્દ્ર દક્ષિણે યમ ઉતરે કુમેર

# મંડોવરની જંઘામા દિગ્પાલો


૩ પશ્ચિમે વરુણ


ઇશાને ઈશ


અગ્નિ કોણે અગ્નિદેવ


૯ પાતાળના દિગ્પાલ અનંત


૧૦ આકાશના દિગ્પાલ બ્રહ્મા


૪ ઉત્તરે સોમ





૨ દક્ષિણ યમ

૧ પૂર્વ ઇન્દ્ર

મંડોવરની જંઘામા દિગ્પાલ



૬. નૈઋત્યે રાક્ષસ નીરૂતી



૭. વાયવ્ય વાયુદેવ

## જંઘાપરનાં સ્ત્રી-પુરુષનાં યુગ્મરૂપો

મિથુન યુગ્મરૂપો.



ઉદ્‌ગમ શિરાવટી



મચિકા કેવળ કળશ





આંધ્ર કર્ણાટક પ્રદેશના પ્રાસાદોના મંડોવર



ઉદયપુર માળવાના ઉદયેશ્વર મંદિર ભૂમિજ પ્રાસાદનું પૃષ્ઠ ભદ્ર અને મંડોવર



કલિંગ ઓરિસ્સાના ભુવનેશ્વરના રાજરાણી મંદિરનું પૃષ્ઠ અને મંડોવરની પ્રતિકૃતિ

(સ્થપતિ બળવંતરાય પ્રભાશંકર શિલ્પશાસ્ત્રીએ ઉત્તર પ્રદેશ
ચિત્રકૂટ (હીંડાલકો) નિર્માણ કર્યું)

# श्री विश्वकर्मा कृते वास्तुविद्याया वास्तुशास्त्रे द्वारमानलक्षणाध्याय क्रमांक—६

श्री विश्वकर्मा उवाच—द्वार लक्षणं मान प्रमाण
द्वारस्य लक्षणं वत्स कथयामि यथार्थत
(एकहस्तेतु प्रासादे द्वारस्यात् षोडशांङ्गुलम् ॥१॥
षोऽशांङ्गुलंवृद्धि पर्यंत चतुर्हस्तकम्
गुणङ्गुकाभवेद्द वृद्धिर्यावम् वसुहस्तकम् ॥२॥
अतःऊर्ध्वं द्वयांङ्गलावृद्धि पंचाश हस्तकम्)
यं दृष्टा त्रिदशाः सर्वे विस्मय परमंगलः ॥३॥
ज्ञातव्यं द्वार मुत्सेधं शिल्पिनेन तुतत्त्वतः ॥४॥
पञ्चमांशेन पादेन त्रिभागेन तु कार्यतः
प्रासाद द्वार विस्तारं द्विगुणं तस्य चोछ्रयम् ॥५॥
द्वारस्य विस्तरंज्ञात्वा शाखा लक्षणम ब्रवीत्
पञ्च मांशेन हीना च षोडशोना तदर्धतः ॥६॥
त्रिभागेन प्रकर्तव्या पादूना वाथ कार्यत्
शाखास्य विस्तरं वत्स ! अकैकस्य तु प्रकल्पयत् ॥७॥
शाखास्य विस्तर वत्स ! भागैश्चैव विभजयत्
शाखास्य विस्तरं ज्ञात्वा त्रयोविंशार्धं संयुतैः ॥८॥
+ + कर्तव्यं तु सदा तज्ञे
+ + शिल्पिनिः शास्त्रपारगैः ॥९॥
भद्रशाखा तु कर्तव्या भागै श्चतुर्भिर्खेच
रुपशाखां द्वयोर्भागा द्वितीया तत्समा भवेत् ॥१०॥
तृतीया चैव त्रिभागा द्वौभागौ च चतुर्थिका
पत्रशाखां त्रिभिर्भागै रुभयोः पार्श्वयोः समाः ॥११॥
वकुली सार्घ भागेन भागं भागं च चिप्पिका
घसिका सुर संयुक्ता (वौलिका ? वल्लिका) भगत स्थिताः ॥१२॥
पत्रशाखा द्विभिर्भागै पट्टिका द्वय संयुता




ચાર પ્રકારની શાખાઓનાં નામો અને ઉપશાખાનાં નામો

+ + + + + खल्वशाखा च भागतः ॥१३॥
शाखाश्च पेटकं पुत्र ! द्वार विस्तार पादतः
उदयं च प्रवक्ष्यामि यथा वदनु पूर्वशः ॥१४॥
द्वारस्य चोच्छ्रयं ज्ञात्वा विंशभागैर्विभाजयेत्
दशपञ्च तथा कुर्यात् अतोर्ध्वं भज्जनं श्रृणु ॥१५॥
रथिका भद्र शाखास्य भागाश्चत्वारि दापयेत्
निगरं चाष्टभिर्भागैः शेषं चैवो परिस्थितिम् ॥१६॥
यस्यपदादेवाप्रतिहारातस्यकारयेत्
सीमा मधेयदेवान् उपरे तत्र कारयेत् ॥१७॥
निगरे वामा शाखायां महाकालं तु कारयेत्
दक्षिणे तु स्थितोनन्दी सर्वोपद्रवनाशनः ॥१८॥
शिवस्याग्रे भवेद्ह्येवं नान्येषां तु सुरालये
निगरस्योपरिष्टा तु शिवरुपाणि कारयेत् ॥१९॥
त्रिरथिकं च कर्तव्य चतुर्भिवाथ कारयेत्
उपर्युपरि विन्यस्य रथिका शाखमानतः ॥२०॥

## उत्तरङ्गम्

उत्तरङ्ग च वक्ष्यामि यथोक्तं च स्वयंभुवा
द्वारोच्छ्रयस्य पादेन त्रिभागेवाथ चार्धतः ॥२१॥
उच्छ्रयं चैव कर्तव्यं कथितेन यथार्थतः
भद्रेषु पल्लवैर्युक्तं भरणेषु विशेषतः ॥२२॥
मालाधरस्तथायुक्तं मध्यभागे विनायकम्
ग्रहैश्चैव समोपेतं अधिनायक रूपकै ॥२३॥
रथिको द्वि द्वि वधेषु भूषितव्यं प्रयत्नतः

## उदम्वरम्

उदम्वरो ततो वक्ष्ये उच्छ्रयेण विशेषतः ॥२४॥
द्वारोच्छ्रयस्य पादेन बाहुल्यो उदुम्बरस्य च
कर्तव्यं सर्वतस्तेवं घटां तस्य समोदयम् ॥२५॥
द्वारविस्तार त्रिभागेन मध्यकन्द कारयेत्
मृणालेन समायुक्तं पद्मं कुर्यात्ततोपरि ॥२६॥
पार्श्वयोरुभयोः कार्य ग्रासरूपं सपत्रकम्
धनदं वामदेशे तु दक्षिणे तु विनायकम् ॥२७॥
युग्मेन सहितं वाथ कर्तव्यं नात्र संशयः
पीठोपरि तु कर्तव्यं मृणालं रूपसंयुतम् ॥२८॥
मूलनासिक्योर्मध्ये समसूत्रं तु शोभनम्
शाखायांमित्तितुल्यं न न्यूनं न ततोऽधिकम् ॥२९॥
सीमाधिक्यं हने दृष्टं भृत्यां श्चैवस्तु बान्धवान्
सीमा मध्यगतं वाथ स्वसुतं स्वामीनं हनेत् ॥३०॥
ऋजुसूत्रस्य चक्रस्यात् प्रजाहानिस्तदाभवेत्
अज्ञानात्स्थापयेदस्तु शिल्पीन च बुद्धिमान् ॥३१॥
निष्कुलं शिल्पीनस्तत्र कारकं मृत्युमाप्नुयान्
अथ शास्त्रप्रमाणेन उभयोरन्तरं चिरम् ॥३२॥

## अर्धचन्द्रम्

अर्धचन्द्र प्रवक्ष्यामि द्वारविस्तार चार्धतः
कर्तव्य निर्गम तस्य न न्यून न ततोऽधिकम् ॥३३॥
निर्गमस्य च यन्मान द्विगुण कारयेद्बुधः
त्रिभागेन (नगर) गगारक उभयोः पार्श्वताः समम् ॥३४॥
पद्म च मध्यतः कुर्यात्ततोवृत्त समालिखेत्
शङ्खयुग्म समायुक्त पद्माकारैः समावृत्तम् ॥३५॥
अतते कथित सर्व निःसन्देह यथार्थतः

अपूर्ण

इतिश्री विश्वकर्माकृते वास्तुविधायां वास्तुशास्त्र द्वारमान लक्षणाध्याय क्रमांक ६



મધ્યમાં ઉદંમ્બર બે બાજુ પદ્મિની નવશાખા અને અર્ધચંદ્ર

## श्री विश्वकर्मा कृते वास्तुविद्याया वास्तुशास्त्रे द्वारमान लक्षणाध्याय क्रमांक अ. ६

શ્રી વિશ્વકર્મા કહે છે: હે વત્સ! દ્વારનું યથાર્થ લક્ષણ કહ્યું (એક ગજના પ્રાસાદને સોળ આંગળ ઊંચું દ્વાર કરવું. તેમ ચાર ગજ સુધીના પ્રાસાદને સોળ સોળ આંગળની વૃદ્ધિ પ્રત્યેક ગજે કરવી. ચારથી આઠ હાથના પ્રાસાદને પ્રત્યેક ગજે ત્રણ ત્રણ આંગુલથી વૃદ્ધિ કરવી. આઠથી પચાસ ગજના પ્રાસાદને પ્રત્યેક ગજે બબ્બે આંગુલની વૃદ્ધિ કરવી. (૨)

એ રીતે દ્વારની ઊંચાઈનું તત્ત્વ શિલ્પીએ જાણવું. પ્રાસાદ વિસ્તારના અર્ધમાં પાંચમા ભાગ કે ત્રણ ભાગનું વિશેષ પ્રાસાદનું દ્વાર પહોળું કરવું. બમણું દ્વાર ઊંચું કરવું. (આ સામાન્ય પ્રમાણ કહ્યું.) દ્વારના વિસ્તાર માનથી. શાખા પાંચમા ભાગ કવીષ્ટમાને ઊંચાઈના સોળ અંશ અર્ધ અથવા દ્વારના વિસ્તારથી ત્રીજા ભાગે જાડી કે ચોથા ભાગે જાડી શાખા કરવી. ૬

હે વત્સ શાખાના વિસ્તાર જાડાઈમાં એકેક ભાગની પ્રતિશાખાઓ એકેક ભાગની કલ્પના કરવી. શાખાની જાડાઈમાં સાડા અગિયાર ભાગ મેળવવા....તજજ્ઞ પારંગત શિલ્પીએ વિભાગ કરવા, ભદ્રશાખા ચાર ભાગની રૂપ શાખા બે ભાગની. બીજી શાખા પણ બે ભાગની. ત્રીજી શાખા ત્રણ ભાગની. ચોથી બબ્બે ભાગની. પત્રશાખા ત્રણ ભાગની બંને પડખે. બંકુલી (ચંપાછડી) દોઢ ભાગની. એકેક ભાગની ચિપ્પીકા કરવી. ૧૦ ઘશી કંદ સાથે વલીકા ( ) બંને બાજુ કરવી. પયશાખા બે ભાગની બે પટ્ટી સાથે કરવી. ૧૧ ખલ્વશાખા એક ભાગની કરવી. દ્વારશાખા વિસ્તારના ચોથા ભાગે ઊંચાઈ આગળ કહી છે. ૧૨ પ્રતિશાખાઓમાં નીકાળા સમદલ રાખવા. એવી રીતે આગળ (ઋષિમુનિઓએ) કહ્યું છે. ૧૩ દ્વારનો ઉદય કહું છું. દ્વારની ઊંચાઈના વીશ ભાગ કરવા. ઊંચાઈના પંદર ભાગ કરી તેનું અર્ધના મંજન ( ) કસાણુ સાંભળો રથિકા ભદ્રશાખાના ચાર ભાગ નિગર (રૂપઠેકો) આઠમે ભાગે કરી બાકીના ઉપર પરિસ્થિતિ—જે દેવનો પ્રાસાદ હોય તેના પ્રતિહારનાં સ્વરૂપો શાખાઓમાં કરવા. તે ઉપરના ભાગમાં દેવદેવીઓ યુગ્મ રૂપો કરવા....ડાબી નિગર. (શાખામાં રૂપઠેકામાં મહાકાલનુ અને જમણી શાખામાં નંદીનું શિવના પ્રાસાદને પ્રતિહારો પૂર્વે કરવા તે સર્વ ઉપદ્રવોનો નાશ કરનાર જાણવા. શિવપ્રાસાદ દ્વારના આગળ તે અને અન્ય દેવાલયોને શાખામાંના ઠેકારૂપોમાં તેના પ્રતિહારોનાં સ્વરૂપો કરવા. શિવના પ્રાસાદના દ્વારની શાખા શિવનાં સ્વરૂપો કરવાં. ૧૯ શાખાના મધ્યમાં ત્રિરથિકા કરવી કે તેની ચાર રથિકા બબ્બે બાજુ શાખા કરવી. તેમ ઉપર (ઉત્તરંગમાં) પર તેના માન પ્રમાણથી કરવી. ૨૦




શિરને પદ્મિની નવ શાખાનું દ્વાર

## ઉત્તરંગ

હવે દ્વારશાખા પરના ઉત્તરંગ યથાવિધિ કહું છું. દ્વારની ઊંચાઈના ચોથા ભાગના તેના ત્રીજા ભાગે ઉત્તરંગ જાડો કરવો. તેની ઊંચાઈ જાડાઈમાં રથિકામાં યથાયોગ્ય સ્વરૂપ




કહું છું. શાખાઓના ઉપર ભદ્રે પલ્લવયુક્ત પાંદડાંવાળી ભરણી કરવી. મધ્યભાગનો વિનાયકના રૂપ કરી તેની (શાખા પ્રતિશાખા પર) બે બાજુ માલાધરોનાં સ્વરૂપો કરવાં. તે પર છાજલી પર મુખ્યદેવના સ્વરૂપ ને નવગ્રહોનાં સ્વરૂપો કરવાં. તે સ્વરૂપની રથિકાઓ પર ઉદ્ગમ કે પંચાંઙિક કૂટોથી શોભતું કરી (ગાળામાં ગ્રાસનાં મુખો કરવાં). ૨૩



ષોડશ વિદ્યાદેવી યુક્ત દ્વાર શાખ.

રૂપવાળી શાખા



નકશીઘાટવાળી શાખા



નકશીરૂપવાળી શાખા

## ઉદુમ્બર

હવે દ્વારના ઉંબરા વિશે કહું છું. દ્વારની ઊંચાઈના ચોથા ભાગે ઉદુમ્બર પહોળો કરવો. સ્તંભની કુંભી જેટલો ઊંચો–જાડો કરવો. દ્વારની પહોળાઈના ત્રીજા ભાગે પહોળું વૃત માણુ પદ્મપત્રથી શોભતું કરવું. (વૃતમાણાની બે બાજુ નાની ખૂણીઓ કરવી) વૃત માણાની બે બાજુ ગ્રાસ મુખો પત્રોવાળા કરવા. ૨૫

શાખોની નીચે પ્રતિશાખાના સ્વરૂપે તલ સ્વરૂપ તિલકડા બે બાજુ કરવા. તેમાં ડાબે કુબેર અને જમણે વિનાયકનાં રૂપો કરવાં. યુગ્મ સ્વરૂપો સાથે કરવાં. પીઠ પર કમળ સાથે રૂપો કરવાં. મૂળ નાસિકની વચ્ચે સમસૂત્ર શોભતા ઉંબરો રાખવો. ૨૮



શાખાના પ્રતિહાર દ્વારપાલનો ઠેકો નિગર



ઘાટવાળી શાખા ઉત્તર ભારત

ઉત્તરંગ નવગ્રહોના સ્વરૂપો ઉદ્ગમ






દ્વારપર—ઉત્તરંગ

દ્વારના ઉત્તરંગની જાડાઈના ૨૨ ભાગ કરવા. તેનો મધ્ય ભાગ ૮ રાખવો. નીચેના ભાગની ઊંચાઈ શાખા—પ્રશાખા જેટલી રાખવી. બાકીના ઉપરના અર્ધ ભાગમાં (છાજલી વગેરે) રાખવી. દ્વારની શાખા—પ્રશાખા વિસ્તાર—પૃથમાન—ઉત્તરંગમાં સવા-દોઢ ભાગ, ઉદયમાં શાખાના—વિભાગ—યુક્ત ગર્ભરચના કરવી. એવું શિલ્પજ્ઞ વિશ્વકર્મા કહે છે. દ્વાર ઉપર ઉત્તરંગના સાત ભાગ શાખા—પ્રશાખામાં માલાધર આદિ) રૂપ ભાગ આઠ અને ઉપર સાત ભાગ (દોઢિયા, ઘંટા, ગ્રાસાદિ) એ રીતે ઉત્તરંગના ઉદયના બાવીશ ભાગ થયા. છાદિકાની ઉપર રૂપપદવિધાન પર નાનાવિધ તિલક અને તોરણાદિ નિર્માણ કરવા. ૨૫




ઉદ્‌ગમ ભાગ ૨૨



ઉતરંગની નીચે પત્રશાખાના
૩૫ માલાધર

## દોષ

શાખા અને ભીતિની જાડાઈ જેટલી કરવી તેથી ન્યુન ઓછાવત્તી ન કરવી. ૨૯ તેની સીમાથી અધિક કરવાથી નોકર ચાકરના વૈભવ અને બંધુઓનો નાશ થાય. તેની સીમાથી ઓછી કરવાથી પોતાના પુત્રો અને સ્વામીનો નાશ થાય. ઋતુસૂત્ર (      ) ઓછું થાય તો પ્રજાની હાનિ થાય. અલ્પ બુદ્ધિમાન શિલ્પી જો અજ્ઞાનથી તેમ કરે તો શિલ્પીના કુળનો નાશ થાય અને યજમાનનું મૃત્યુ થાય. તેથી શાસ્ત્ર પ્રમાણે સર્વ કાર્ય કરવું. ૩૨.



ઉદંબરનું ગ્રાસમુખ



અર્ધચંદ્ર

## અર્ધચંદ્ર (શંખોદ્ધાર)

હવે અર્ધચંદ્ર શંખોદ્ધાર વિશે કહું છું. દ્વારના વિસ્તાર જેટલો લાંબો અને તેનું અર્ધ પહોળો અર્ધચંદ્રનું પ્રમાણ રાખવું. તેનો નીકાળો ઓછો કે વત્તો ન રાખવો. અર્ધચંદ્રના નીકાળા જેટલો બે ભાગનો ગોળ વચ્ચે અર્ધચંદ્ર કરી દ્વાર વિસ્તારના ત્રીજા ભાગે બે બાજુ ગગારા કરવા, મધ્યમાં ગોળમાં કમળ આલેખવા. તેના ગાળામાં બે બાજુ પદ્મના આકારના શંખો કરવા. એ રીતે યથાર્થ અર્ધચંદ્રનુ સ્વરૂપ કહ્યું. ૩૫

ઇતિશ્રી વિશ્વકર્મા કૃતે વાસ્તુ વિદ્યાયાં વાસ્તુશાસ્ત્રે દ્વારમાન લક્ષણાધ્યાય ક્રમાક અ. ૬

પદ્મશ્રી સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શાસ્ત્રવિશારદે કરેલ ભાષાનુવાદ ક્રમાંક अ. ६

---

ફૂટનોટ :

### ઉતરંગ

ઉંમરાથી સવાયો ઉતરંગ જાડો કરવો. તેની ઊંચાઈમાં એકત્રીશ ભાગ કરવા. તેના ઘાટ કહે છે. નીચેથી પત્ર શાખા અને બીજુ શાખા હોય તે અડી ભાગમાં રાખવી. તે

પર મધ્યમાં ગણેશની મૂર્તિ કરવી બે બાજુ માલાધરનાં રૂપોની પંક્તિ કરવી. તેના પર પોણા ભાગની છજી અને પોણા ભાગની પટ્ટી કરવી. તે પર સાત ભાગ ઊંચા રથિકા (ભદ્ર સાત કે નવ) કરવા. તે પર એક ભાગનો કંઠ, છજુ કરવી. તે રથિકામાં દેવ રૂપો કે નવગ્રહનાં રૂપો કરવા. રથિકાના ફાલના પોણા, પોણા ભાગે ઊંડા ગાળા કરવા. રથિકાઓ પર દોઢીયા છ ભાગ ઊંચા કરવા. ગાળામાં ગ્રાસનાં મુખો કરવાં. તેમ વિદ્વાન શિલ્પીએ કરવાથી સર્વ યજ્ઞનું ફળ મળે છે.



રાજસ્થાન દ્વાર અને ફરતું અલેફ

## ઉદમ્બર

પ્રાસાદના ગર્ભગૃહના દ્વારના વિસ્તારતા માણ ગોળ કમળ પત્રથી શોભતું કરવું. મંદારકની બે બાજુ ખૂણીઓ કરવી. ૨૯

(ખરાના સમસૂત્રે અર્ધચંદ્ર કરવો તેના ત્રીજા ભાગે મંદારક પર) ઉબરામાણાની નીચે જાંડઓકણી કરવી. માણાની બે બાજુ ગ્રાસનાં મુખો કરવાં ઉદમ્બરની બે બાજુ શાખોની કુંભીરૂપ તલકડા કરવા. ઉંબરો કુંભીથી ગાળવો પરંતુ કુંભી અને સ્તંભ તો પૂર્વવત જ રાખવા (કુંભીને ગાળવી) સાંધાર પ્રાસાદ કે નીરંધાર પ્રાસાદને. કુંભી સમસૂત્રે રાખી ઉંબરો ગાળવો.



આંધ્ર કર્ણાટક પ્રદેશના દશમી–બારમી સદીના દ્વારો

## અર્ધચંદ્ર

મંડોવરના ખરાના સમસૂત્રે અર્ધચંદ્ર ઊંચો રાખવો. દ્વારની પહોળાઈ જેટલો અર્ધચંદ્ર લાંબો કરવો અને તેનાથી અર્ધો પહોળો નીકળતો કરવો. અર્ધચંદ્રની લંબાઈમાં ચાર ભાગ કરી બે ભાગનો અર્ધચંદ્ર અને બન્ને બાજુ એકેક ભાગના બે ગગારક કરવા. તે પદ્માકારથી અલંકૃતને શંખો બે બાજુ ગાળામાં કરવા. ઉંબરાના અર્ધ ભાગે કે ત્રીજા ભાગે કે ચોથા ભાગે ગર્ભગૃહની ભૂમિનું તળ રાખવું મંડપને ચોકીનું ભૂમિતળ પીઠના બરાબર–રંગભૂમિનું પણ રાખવું.



માઉન્ટ આબુના મંડપના સ્તંભ અને હીંડોલક તોરણ

(સ્થપતિ પ્રભાશંકર ઓ. સોમપુરા)



ગવાક્ષ માઉન્ટ આબુ

(સ્થપતિ પ્રભાશંકર ઓ. સોમપુરા)

## સરાના પક્ષ અલંકૃત વેલપત્ર

સરંઓના ડાચાના ગાળા












કુંભાની દાતરડીઓ




कुंभासन पश्चिम भारत शैली

કક્ષાસન



कक्षासन शैली ग्वालियर कील्ला मध्यप्रदेश



કક્ષાસન શૈલી ગ્વાલિયર કીલ્લા મધ્યપ્રદેશ





કક્ષાસન-લીલાસન



કળશ

આમલસારો

शिखरका स्कंधका आमना सामना
दो प्रतिरथ का कोणा समान
आमलसारा का गोलवृत्त रचना






પ્રાસાદ પુરુષ

## अथ विश्वकर्मा कृते वास्तुविद्या वास्तुशास्त्रे शिखर लक्षणाध्याय क्रमांक ८

પ્રાસાદના તલ છંદ, એક તલ પર અનેક શિખરો ચડે છે. વિવિધ આકારનાં શિખરો અનેક અંડકોથી શોભીત થાય છે. છજા પરના પ્રહારના થર પર શૃંગ પર બીજું શૃંગ અર્ધભાગે બેસે. તેવા એક, બે, ત્રણ એમ અનુક્રમે (નવ અંડક સુધી) અંડક ચડાવવા. નિરંધાર પ્રાસાદને મૂળ ભીતપટ મૂળરેખા ચડાવવી અને સાંધાર પ્રાસાદને ભ્રમની ભીતિ પર મૂળરેખા ચડાવવી. મૂળરેખા સંકીર્ણ સંકોચાય તો દોષ ઊપજે.

શિખરની મૂળ રેખા વિસ્તારના માને સવાયું ઊંચું શિખર કરવું. બીજું ત્રીજે ભાગ સાથે ઉમેરીને ચડાવવું. ત્રીજા પ્રકારે દોઢું શિખર ઊંચું કરવું. શિખરની મૂળરેખાના દશ ભાગ કરી છ ભાગે સ્કંધ બાંધણે શિખર પહોળું કરવું. છ ભાગથી વિશેષ દોષકારક જાણવું, પાંચ ભાગની અંદર સ્કંધ પહોળો શોભે નહિ. હવે શિખરના મૂળરેખાના દશ ભાગ કરવા. તેમાં બે બે ભાગ કર્ણરેખા. આખું ભદ્ર ત્રણ ભાગ વિસ્તાર અને અનુગ= પ્રતિરથ દોઢ ભાગનું કરવું એ રીતે શિખરના પાયચે દશ ભાગ કરવા. તે પાયચાના વ્યાસ= પહોળાઈની શિખર સવાયું ઊંચું કરવું. તેના ઉપર સ્કંધે બાંધણે છ ભાગ પહોળું કરવું. તેમાં નવ ભાગ કરવા. તેમાં રેખા–કર્ણ બબ્બે ભાગની અને અનુગ–પ્રતિરથ દોઢ દોઢ ભાગના અને આખું ભદ્ર બે ભાગનું કરવા, તેમ નવ ભાગ સ્કંધ કરવા. તેનાથી રેખાની કળાની સાધવી. આદિકોણ બે કરવી. પ્રથમના ચાર ભાગવા, બીજીના ત્રણ ભાગા....એમ સાત કળા સાધવી. ઊંચાઈના આઠમા ભાગે રેખા સાધવી....ઉપર તીર્યંગ ત્રાંસા ભાગે. એકેક ભાગે લાંચ્છન ચિહ્ન કરવું. એવી રીતે રેખા ભદ્રની ને ચાનુગની રેખા સાધવી.

શિખરના વિષમ એકી ભૂમિકા. પાંચ, સાત, નવ, અગિયાર અને તેર ભૂમિકા શિખરની આકૃતિમાં કરવી. પાંચથી અધિક દશ.........૧૩

### આમલસાર લક્ષણ

પ્રાસાદના શિખરની મૂળરેખાના દશ ભાગ નીચે અને ઉપર શિખરનું સ્કંધ બાંધણું છ ભાગનું કરવું અને સાત ભાગ પહોળો આમલ સાથે વિસ્તાર કરી અર્ધો ઊંચો કરવો. આમલસારા વિસ્તારનું બીજું પ્રમાણ સ્કંધના ઉપાંગોના પ્રતિરથના વિકર્ણે બે ખૂણા જેટલો આમલ સાથે પહોળો કરવો. આમલસારાના વિસ્તારથી અર્ધ ઊંચો કરવો. તેમ કુલ સાડા ત્રણ ભાગ ઊંચાઈના કરવા. નીચે ગળું પાંચ ભાગ પહોળું આમલસારો સાત ભાગ પહોળો કરવો. ચંદ્રિકા પાંચ ભાગ પહોળો અને ઉપરની મામલસારી ત્રણ ભાગ પહોળી કરવી.

આમલસારાના પદ્મછત્ર (ચંદ્રિકા) પદ્મ (મામલસારી) આમલસારો તે ઉપર રુદ્ર કળશ બેસાડવો. એમ ઉપર આકાશના સદાશિવ ૧. સદ્યો ૨. વામ ૩. અઘોર ૪. તત્પુરુષ અને ૫. ઈશાન. એ દેવો પ્રાસાદનાં અંગોમાં સ્થાપવા. ૧. રેખા ૨. પઢરો ૩. ભદ્ર ૪. રથ અને ૫. ઉપરથ ઉપાંગો દિશાઓના ભદ્રાદિમાં પંચમુખની સ્થાપના અંગોએ કરવી. ૨૦




## કળશ

શિખરના મૂળનાશકના પાંચમા ભાગે કળશ વિસ્તાર કરવો અથવા પ્રાસાદના અષ્ટમાં કરવો. વિસ્તારથી દોઢો ઊંચો કરવો. મધ્યનો અંડક ત્રણ ભાગ પહોળો કરવો ત્યારે સાડા ચાર ભાગ કળશના સર્વ ભાગો ઊંચાઈમાં કરવા. મધ્યના અંડક ત્રણ ભાગ પહોળો ગોળ કરવો. નીચે બે ભાગ પહોળી પડઘી ગોળ કરવી. નીચે પડઘી ગ્રીવા અર્ધા ભાગની ઊંચી. કર્ણ પદ્મપત્રિકા અર્ધા ભાગની એમ જાડાઈમાં કરવી, કણી પદ્મપત્રિકા બે ભાગ પહોળી કરવી. માતુલિંગ–ઉપરનો દોડલો બે ભાગ ઊંચો કરવો. તેની નીચે એક ભાગનો અને ઉપર અર્ધા ભાગનો દોડલો માતુલિંગ કરવું. એમ ત્રણ ભાગ પહોળો અને સાડાચાર ભાગ ઊંચો કળશ કરવો. તેમાં સર્વ સ્તર ઓછા કે વત્તા ન કરવા. ૨૯

## પ્રાસાદપુરુષ

હવે હું પ્રાસાદ પુરુષ વિષે કહું છું. પ્રાસાદમાં તે પધરાવવાથી ચાર વર્ગ (૧. ધર્મ ૨. અર્થ ૩. કામ ને ૪. મોક્ષ)નું ફળ મળે છે. પ્રાસાદપુરુષ પધરાવવાનાં સ્થાનો કહે છે. ૧. છજુ વિભાગમાં ૨. શૃંગો અંડકના ઉપર ૩. શુકનાશમાં ૪. તે ભૂમિ ઉપર ૫. આમલસારામાં. એમ પ્રાસાદના મધ્યગર્ભે હૃદય સ્થાને પધરાવવા પ્રાસાદપુરુષ તે જીવ સ્થાન રૂપ છે. આમલસારામાં ગાયનું ઘી ભરેલા ત્રાંબાના કળશ ઉપર ચાંદીના પલંગ ગાદી પર સુવર્ણ કે ચાંદીના પ્રાસાદપુરુષની મૂર્તિને સુવરાવવી, તેના જમણા હાથમાં કમળ અને ડાબા હાથમાં પતાકા છાતી સાથે હાથ રાખેલ એવી મૂર્તિ કરાવવી. ૩૦

મૂર્તિનું પ્રમાણ હવે હું કહું છું. એક હાથના પ્રાસાદને અર્ધા આંગળના પ્રાસાદ-પુરુષની મૂર્તિ કરવી. એકથી પચાસ ગજ સુધીના પ્રાસાદને અર્ધા અર્ધા આંગુલની વૃદ્ધિ

## ध्वजदंडदीर्घमान

प्रासादे कटि विस्तारे चतुष्की स्तम्भ विस्तरात्
गर्भभित्ति समंदैर्ध्यं क्वचित् कर्णं प्रविस्तरम् ॥५७॥
विभक्ते चैव प्रासादे शिखरं विस्तर तत्समम्
ध्वजवंशस्य दीर्घत्वं मया प्रोक्तं मतान्तरे ॥५८॥
ज्येष्ठे च मध्यमे चैव कन्यसे च प्रकल्पयेत्
त्रिपर्वं च जयं नाम शक्तिरुपं च पञ्चभिः ॥५९॥
सुप्रभं सप्तपर्वं तु नवपर्वं जयावह
विश्वरुपं द्विरुपं तु बहुपर्वं समन्वितम् ॥६०॥
वंशमयो च कर्तव्यः सारदारु समन्वितः

## ध्वजदंडकाष्ट

शिशवं खदिरं चैव अञ्जन मधुकं तथा ॥६१॥
दृढदारु शुभं कार्यं ग्रन्थि कोटर वर्जितम्
पिण्डश्चैव प्रकर्तव्यः ध्वजदण्डस्य कल्पयेत् ॥६२॥
अंशे द्वात्र्यंशके चैव चत्वारिंश तु मध्यमे
ज्येष्ठे चैव प्रकर्तव्या षष्टिः अंशकाः स्मृता ॥६३॥
अेवंविधं तु कर्तव्यं हेमरुपेन वेष्ठिता

## मर्कटिकाः

तदूर्ध्वे चैव वक्ष्यामि मर्कटिकां सुशोभनम् ॥६४॥
तदूर्ध्वं तु षडंशेन मर्कटी चार्धं विस्तरा
ततस्त्रिभाग उत्सेधं किंकिणी मण्डिता शुभा ॥६५॥
कलशं कारयेत्तस्य पच्चमांशेन दीर्घतः
आयुधं वाहनं वापि ध्वजाग्रेतस्य धारयेत् ॥६६॥
(नव)भागेन वंशस्य प्रमाणं तस्य कल्पयेत्
शिखरार्ध त्रिभागोर्ध्वं वंशाधा सुनिश्चियम् ॥६७॥

## पताका

विजया वैजयंती च शक्तिरुपा तथैव च
अपराजिताः सुरुपाः पताका परिकीर्तिताः ॥६८॥
दिव्य वस्त्र पताका च पञ्चवर्णक संयुता
तारकैरर्धचन्द्रश्च किंकिणी घुर्घुरान्विता ॥६९॥




(निष्पन्नं ? निष्चिह्नं) शिखरं दृष्टवा ध्वजहीनं न धारयेत्
असुरा वासमिच्छन्ति ध्वजहीनं सुरालये ॥७०॥
वाताहुनं पताकानां फोफारो यत्र दृश्यते
तत कृतं निष्फलं यान्ति पूण्यं तस्य न विद्यते ॥७१॥
तस्मात्सर्व प्रयत्नेन ध्वजहीनं न धारयेत्
इदशंकुरुते यस्तु स्थापकः स्थपक सदा ॥७२॥
राज्यवृद्धिः स्थानवृद्धिः प्रजा सौख्येन नंदति
\+ + + + + + + + + + ॥७३॥

इति श्री विश्वकर्माकृते वास्तुविधायां वास्तुशास्त्रे शिखर लक्षणाध्याय क्रमांक ८



સ્કુંધાન્ત રેખા



ઘટાન્ત રેખા



કળશાન્ત રેખા



સર્વતોભદ્ર



નંદન



નંદશાલિક

પ્રત્યેક ગજે કરવી. પુરુષની મૂર્તિ સોનાની, ચાંદીની કે ત્રાંબાની કરાવવી. ઘી ભરેલા કળશ પર સુવર્ણ પુરુષની મૂર્તિ પલંગ ગાદી પર પધરાવવી....મૂર્તિની પૂજા કરી મંત્રો સહિત મૂર્તિ પધરાવવી. ૩૪

## રેખા

હવે રેખા વિષે કહું છું. તે રેખાની સંખ્યા પચ્ચીસની છે ૧. સંધ્યા ૨. શોભના ૩. ભદ્રા ૪. સુરૂપા ૫. સુભદ્રા ૬. શુલા ૭. શાંન્તા ૮. કૌબેરી ૯. સરસ્વતી ૧૦. કોલા ૧૧. કણવીય ૧૨. કુમુદા ૧૩. પદ્મિની ૧૪. કનકા ૧૫. વિકરા ૧૬. રમ્યા ૧૭. રમણી ૧૮. વસુંધરા ૧૯. હંસી ૨૦. વિશાખા ૨૧. નંદિની ૨૨. જયા ૨૩. વિજયા ૨૪. સુમુખા ૨૫. પ્રિથાનના એ રીતે શિખરની પચ્ચીસ રેખાનાં નામ જાણવા ૩૮

## ધ્વજલક્ષણાધિકાર

(જયોવાચ)

પ્રાસાદની ધ્વજા કેવી ક્યાં આરોહણ કરવી ? સાંધાર પ્રાસાદનું કેવું કેટલા પ્રમાણનું તે મને કહો

શ્રી વિશ્વકર્મા ઉવાચ :

ધ્વજદંડ સુદૃઢ કાષ્ટનો વિષપ એકી ગાળાનો. વાંસનો પરીક્ષા જોઈને કરવાં. પ્રાસાદ પૂર્વ મુખનો હોય તો પાછળ જમણી તરફ વાયવ્ય કોણમાં સ્થાપન કરવો. પુરપ્રાસાદના પશ્ચિમ મુખના પ્રાસાદનો ઈશાન કોણમાં દંડ રોપવો. પૂર્વ મુખના પ્રાસાદને દેવોને વલ્લભ એવો પ્રાસાદ રોપવા. દક્ષિણ મુખના પ્રાસાદને નૈર્ઋત્ય કોણમાં દંડ રોપવાથી પ્રાસાદની કીર્તિ વધે છે. ઉત્તર મુખના પ્રાસાદને હે વાસ અગ્નિકોણે દંડ પ્રતિરથ–ચાનુગમાં રોપવો.

મૂળગર્ભના માનથી જમણી તરફ પાછલા કોણે પ્રતિરથમાં દંડ (૪૬) રોપવો. જે મુખનો પ્રાસાદ હોય, તેની પાછળ જમણા ખુણે પ્રતિરથમાં ધ્વજા રોપવી. દિશા વિદિશાએ પ્રાસાદની મુખની કલ્પના કરી દંડ પાછલી બાજુ પ્રતિરથમાં દંડ રોપવો. મેરૂ શૃંગના પ્રાસાદને ભદ્ર પાસેના ચાનુગે, મૂળ પ્રાસાદના માનથી ધ્વજાદંડ કરવો. સર્વ કામનાને વિદેનારો એવો ચોમુખ પ્રાસાદને હે વત્સ ઈશાન દિશાના આશ્રયે ક્રમે ધ્વજાદંડ સ્થાપવો. મૂળ પ્રાસાદના માને કરીને તોરણ, શુકનામ અને બલાણકને ધ્વજાદંડ સ્થાપવો. પુર ગ્રામ, નગર, કિલ્લા, દુર્ગ, યથા સ્થાને. સર્વતોમુખે શોભતા ધ્વજાદંડ સ્થાપવા. તેના સ્થાનનો કોઈ નિયમ નથી. મોટા જળાશ્રય સરોવરના સ્થાને ધ્વજદંડ જમણી દિશામાં રોપવો. હે વત્સ, પાસે પર્વત હોય તો પ્રાસાદના યોગ્ય સ્થાને ધ્વજદંડ રોપશો. સ્વયંભૂ લિંગના પ્રાસાદને સ્થાનની કલ્પના ન કરવી. પંચગવ્ય પંચવર્ણની પતાકા........મધ્યમાં....૫૫

પ્રાસાદના ધ્વજાદંડનાં નામો પાંચ કહ્યાં છે. ૧. વિજય ૨. શક્તિરૂપ ૩. સુપ્રભ ૪. જયાવહ અને (૫) વિશ્વરૂપ એ પાંચેના પ્રમાણની કલ્પના કરવી. (૫૭)

## ધ્વજદંડ દીર્ઘમાન

૧. પ્રાસાદની રેખા બરાબર ૨. ચોકીના બે સ્તંભોના વિસ્તાર બરાબર ૩. ગર્ભગૃહની ભીત બરાબર લાંબો દંડ ૪. રેખાના વિસ્તાર બરાબર પ્રમાણે શીખરની મૂળરેખા



સૌરાષ્ટ્રના કિનારા પરના પાંચમી સદી સુધીના કાળનાં પ્રાચીન મંદિરો પરનાં શિખરોના પ્રકાર

બરાબર પણ કદાચ કરવો. એમ શિખરની લંબાઈના મત રમતાંન્ત કહ્યા છે. જ્યેષ્ઠ, મધ્ય અને કનિષ્ઠ એ ત્રણ પ્રકાર કહ્યા છે. ૫૮

ત્રણ પર્વ ગાળાનો ધ્વજદંડ વિજયા નામે પાંચપર્વ (ગાળા)નો દંડશક્તિ રૂપ, સાત ગાળા પર્વનો સુપ્રભનામે નવ પર્વ (ગાળા)નો જયાવહ અગિયાર પર્વ ગાળાનો ધ્વજદંડનું નામ વિશ્વરૂપ જાણવું. એકી અને બહુ પર્વની પણ યોજના કરવી. ૬૦





## દંડકાષ્ટ

ધ્વજદંડનું કાષ્ટ વાંસનો, સારા કાષ્ટનો, શીશમનો ખેરડનો, અંજન, મહુડા એવા દૃઢ કાષ્ટનો ગાંઠો કે કોતર વગરનું કાષ્ટ શુભ જાણવું હવે, ધ્વજદંડની જાડાઈનું માન કહું છું. એક ગજથી ચાલીશ ગજ સુધીના પ્રાસાદને બત્રીશમાં અંગે દંડ જાડો કરવો તે મધ્યમાન, એકતાલીશથી પચાસ ગજના પ્રાસાદને સાઠમા અંગે દંડ જાડો કરવાં તે જ્યેષ્ઠ-માન જાણવું. એવી વિધિથી દંડ કરવો. દંડને સુવર્ણથી મઢવો (બીજું પ્રમાણ ૧ ગજથી પચાસ ગજ સુધીના પ્રાસાદને પ્રત્યેક ગજે પોણો પોણો આંગળનો દંડ જાડો કરવો) ૬૩

## મર્કટીકા (પાટલી)

ધ્વજદંડ ઉપર સુશોભિત મર્કટી–પાટલી કરવી. દંડની લંબાઈના છઠ્ઠા ભાગે મર્કટી લાંબી અને તેમાંથી અર્ધ પપોળી કરવી. પહોળાઈના ત્રીજા ભાગે મર્કટી–પાટલી જાડી કરવી. તે કાંકણીઓથી સુશોભિત કરવી. તે પર કળશ પાંચમા અંશે. ઊંચો કરવો. જે દેવનો પ્રાસાદ હોય તેનું આયુધ કે વાહનની આકૃતિ ધ્વજામાં કરવી. ૬૬

કહેલા માનથી વંશ દંડના પ્રમાણની કલ્પના કરવી. બીજી રીતે પીઠ ઉપરથી શિખરની ઊંચાઈના ત્રીજા ભાગે ધ્વજદંડ લાંબો કરવો. ૬૭

## પતાકા

(ધ્વજદંડની પાટલી બરાબર કે દંડના પાંચમા ભાગે પતાકા પહોળી કરવી) પતાકાનાં નામો કહે છે ૧. વિજય ૨. વૈજયંતી ૩. શક્તિરૂપ ૪. અપરાજિતા ૫. સુરૂપા એમ પાંચ પતાકાનાં નામ જાણવા. દીવ્ય વસ્ત્રની પંચવર્ણવાળી પતાકા કરવી. પાટલીને અર્ધ-ચંદ્રની આકૃતિ કરવી. કાંકણીઓ અને ઘુમરીઓથી શોભતી પાટલી કરવી. ૬૯




ફામસના કાર શૈલી કોઈ શિખરના સ્થાને કરેલ વિશેષ મંડપ પર

## શિખરના અલંકૃત કુડચલ

DRAWN BY:-
B.M SOMPURA
12.1.1962

DESIGN BY:-
PRABHASHANKER.O.SOMPURA
PRABHAS-PATAN.



સૌરાષ્ટ્રના કિનારા પરના છઠ્ઠી સદીના કાળનાં પ્રાચીન મંદિરો પરનાં શિખરોના પ્રકાર



શિખરના અલંકૃત કુરક

ધ્વજા પતાકા વગરનું શીખર જોવાથી રાક્ષસો—ભૂતનો મંદિરમાં વાસ થઈ જાય. ૭૦

પવન વગર જો પતાકા ફડફડતી દેખાય તો મંદિર કરાવનારને ફળ મળે નહિ. તેનું પુણ્ય તેને મળે નહિ માટે ધ્વજ વગરના પ્રાસાદ ન રાખવો. ધ્વજાયુક્ત વિધિથી પ્રાસાદ કરાવનાર સ્થાપક, સ્થપતિ, યજમાની વૃદ્ધિ થાય. રાજ્ય વૃદ્ધિ થાય સ્થાન વૃદ્ધિ થાય અને પ્રજાની હંમેશા સુખ મળે. ૭૩

ઇતિશ્રી વિશ્વકર્મા કૃતે વાસ્તુવિદ્યાયાં વાસ્તુશાસ્ત્રે શિખર લક્ષણાધ્યાય ક્રમાંક અ. ૮ પદ્મશ્રી સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શિલ્પવિશારદે કરેલ સટીક ભાષાનુંવાદ. ક્રમાંક અ. ૮

## श्री विश्वकर्माकृताया वास्तुविद्याया वास्तुशास्त्रे क्रमांक अ–७

### प्राग्ग्रीवादिमण्डपाः

मण्डपा कथयिष्यामि पूर्वप्रासाद मानतः ।
समसार्धश्चद्विगुणाज्येष्ठ मध्यकन्यसा ॥१॥
अनुक्रमेण ते सर्वे पदस्तंभानुपूर्वतः
प्राग्ग्रीवो वर्धमानश्च विजयो भद्रमेव च ॥२॥
विशालः यज्ञभद्रश्च सुश्लिष्ठोमृत्मर्युदनः
भाग्यं च वुद्धिसंकीर्णः सर्वभद्रो जयावहोः ॥३॥
मुक्तकोणो हरिश्चैव मानभद्रो च सुवृत्तः ।
पुष्पभद्रः सुभद्रश्चैव छत्रं च पद्ममेव च ॥४॥
श्रीवत्सश्च धनालयः पुष्पकं पुंण्डरिकं च ।
कौशल्यं च सुरप्रियं सुव्रतं शङ्खनाभकम् ॥५॥
सौभाग्यं कुन्दमेव च सूत्रं पूर्णचन्द्रकम् ।
+ + + + अष्टकोणं तथैव च ॥६॥
इत्यतेन समाख्याता त्रयत्रिंशति मण्डपाः ।
१ प्रागोव प्रासाद विस्तरं कल्पं अग्रे च स्तंभकं द्वयम् ॥७॥
सतु प्राग्रीवको नामं मण्डपं प्रथमं स्मृतम् ।
२ वर्धमान चतुर्भि च स्तंभमानं चतुष्कि वर्धमानम् ॥८॥
३ विजय चतुर्भागेकृते क्षेत्रे अग्रे कुर्यादचतुष्किका ।
कर्तव्यो विजयो प्राज्ञः षडभिः स्तम्भकैर्युतम् ॥९॥
४ भद्रम तस्य भद्रे पदा त्रीणि दशस्तम्भैस्तु भाजितम् ।
भद्रं चैव समाख्यातं भद्रभागैक निर्गतम् ॥१०॥
५ विशाल विशालं तु प्रवक्ष्यामि चतुर्भाग कृते भुवि ।
द्विपट स्तम्भकैर्युक्तो कथयामि यज्ञभद्रः ॥११॥
६ यज्ञमंडम चतुःक्षेत्र च प्राग्रीवं भागद्वयं विनिर्गतम् ।
चतुर्दशयुतेस्तंभैर्मण्डपं यज्ञभद्रकम् ॥१२॥

७ सुश्लिषम् क्षेत्रे विशाल संज्ञं तु त्रिदिक्षु भद्रकानि च ।
अष्टादशयुतैः स्तम्भैः सुश्लिष्ठो नाम कीर्तितः ॥१३॥
८ मृत्युमर्दनम अष्टाष्टके कृते क्षेत्रे द्विरष्ट स्तम्भकैर्युता ।
चतुष्किकोन्नतामध्ये कर्तव्यो मृत्युमर्दनः ॥१४॥
९ भाग्यम् क्षेत्रं अष्टाकृति कृत्वा कर्णभाग द्वयं मतम् ।
भद्रं च तत्समं कुर्यात् भाग्यं चद्धिनयैचऐ
१० बुद्धिसंकीर्णम् मध्ये चतुष्किकायुक्तं कर्तव्यं बुद्धिसंकीर्णम् ।
११ सर्वभद्रम् दशधा विभजेत्क्षेत्रे द्वियदं कर्ण विस्तरम् ॥१६॥
भद्रशाला षडंशेन भागत्रय विनिर्गतम् ।
सर्वभद्रं (चैवोक्तं ?) स्तम्भकै दशचाष्टभिः ॥१७॥
१२ जयावहम् चतुःस्तम्भयुतं मध्ये मण्डपेस्तु जयावहः ।
१३ मुक्तकोणम् (विदिष्टते ?) पदे क्षेत्रे अष्टौकर्णं द्विभागिकौ ॥१८॥
भद्रकर्ण समं कूर्यात् स्तम्भकै विंशतिर्युतम् ।
मुक्तकोणं तु कर्तव्यं कक्षस्तम्भा समावृत्तम् ॥१९॥
१४ हरिः प्राग्रीवे निर्गतं च हरिऽष्टाविंशति स्तम्भके
१५ मानभद्रम् अष्टस्तंभधरैर्मध्ये मानभद्रः स उच्यते ॥२०॥
स्तंभकैश्चतुस्त्रिंश तु कर्तव्यं शुभलक्षणम्
१६ सुवृत्तम् अष्टवर्ग कृते क्षेत्रे कर्ण भाग द्वयं मतम् ॥२१॥
भद्रं द्विपदमेवोक्तं अनुगं भाग संयुतम् ।
अष्टाविंशधरैर्युक्तो सुवृतो मुनिसत्तमः ॥२२॥
१७ पुष्पभद्रम् सर्वाश्चतुष्किका वाह्ये पुष्पभद्रं प्रकीर्तिताः ।
१८ सुभद्रम् मध्ये चतुष्कीकार्या चतुस्तम्भ समाकुला ॥२३॥
अष्टाविंशधरैर्युक्तौ मण्डपोयं सुभद्रकः
१९ छत्रम् दिवाकरकृतेक्षेत्रे त्रियतुभ्रंमततः
कर्णद्विपदमेवोक्तं अनुग भाग मेव च ॥२४॥
भद्रंभाग चतुष्केन द्विपदं तस्य निर्गमम् ।
चतुष्कोन्नतं मध्ये अष्टस्तम्भ विभूपितम् ॥२५॥
तच्छत्रमण्डपं प्रोक्तं कर्तव्यं प्रीतिवर्धनम् ।
२० पद्मम् चतुस्त्रिंशच्च वाह्ये तु स्तम्भयेनात्र संशयः ॥२६॥
चतुर्दश कृते क्षेत्रे भद्रषड्भाग विस्तृतम् ।

द्विभाग निर्गतं बाह्ये कर्णभाग (गेष्टयं ?) भवेन् ॥२७॥
सूत्रेष्टांश जायते + स्फुटं स बाह्याभ्यन्तरम् ।
कुर्यात् विंशधरा + + + + पद्मे प्रकीर्तिता ॥२८॥
२१ श्रीवत्सम् चतुरश्रं दशधाक्षेत्रे भद्रं भाग थयान्वितम् ।
निर्गतं भागमेकेन सार्धभागेन चानुगः ॥२९॥
द्विभाग कर्ण विस्तारं + + + + + ।
त्रिंशस्तम्भ समायुक्तं श्रीवत्स शुभलक्षणम् ॥३०॥
२२ धनालयम् द्विसप्तति कृते क्षेत्रे भद्रंभाग द्वयंमतम् ।
द्विपदं निर्गमं प्रोक्तं नंदिका भाग संयुता ॥३१॥
द्वादश द्विपदा कर्णा नंदिका स्तम्भ संयुता ।
चतुषष्टि धरैर्युक्तो मण्डपो च धनालयः ॥३२॥
२३ पुष्पकम् क्षेत्रे षोडशधा भक्ते द्विपदा कर्ण विस्तरा ।
शालायां द्विधा प्रोक्ता विस्तरार्धेन निर्गता ॥३३॥
स्तम्भका चर्तुमध्येन अष्टस्यान्तरालये
(द्वा)विंशति विधा प्रोक्ता पुष्पको नाम सुव्रतो ॥३४॥
२४ पुण्डरिकम भू भागे दशधा प्राज्ञः ससूत्रपद (संत्रते ?) संचितै
द्वादशं द्विपदा कर्णा भद्रहीनं चतुर्दिशम् ॥३५॥
अष्टस्तम्भान्वितं मध्ये कर्तव्यं चान्नतं शुभम् ।
षटत्रिंशति धरैर्युक्तं पुण्डरिकं हरिप्रियम् ॥३६॥
२५ कौशल्यम् (षटचाष्ट ?) कृते क्षेत्रे त्रिपदं कर्ण विस्तरम् ।
अनुगं द्विपदं ज्ञेयं त्रिगुणं भद्रकं भवेत् ॥३७॥
निर्गमं द्विपदं प्रोक्ते मध्यस्तम्भा तु द्वादशः ।
केचित्तदान्तरे प्रोक्तो चतुः पञ्चाश सङ्ख्यया ॥३८॥
मण्डपं कारयेत्प्राज्ञः कौशल्यं च सुखावहम् ।
२६ सुरप्रियम् द्विरष्ट भाजिते क्षेत्रे कर्णं षडभाग विस्तरम् ॥३९॥
चतुर्भागयुतं भद्रं निर्गमं च पदत्रयम् ।
द्विपदा नेधराका कार्या चत्वारिंश प्रमाणतः ॥४०॥
चतुष्किकाकोनविंशो मण्डपो यं सुरप्रियः ।
२७ सुव्रतम् क्षेत्रे द्वादशधा भक्ते कर्णं त्रिपदं विस्तरम् ॥४१॥
द्विपदा चतुष्कीत्रीण सर्वभद्रेषु कीर्तिता ।

द्वादशे मध्यदेशे तु षटत्रिंशं द्वाह्यतोधरा ॥४२॥
सुव्रतं नाममेवोक्तं मण्डपं सर्वकामदम् ।

२८ शङ्खनाभम् चतुर्षष्टि पदे क्षेत्रे द्विपदं कर्णं विस्तरम् ॥४३॥
भद्रभाग चतुष्केन बाहुल्यं निर्गत तथा ।

(अर्ध) सङ्ख्योमिती चोर्ध्वं विंश स्तम्भधरैर्युतम् ॥४४॥
शङ्खनाभं प्रकर्तव्यं नारायणो अतिप्रियम् ।

२९ सौभाग्यम् (विस्तार ?) भाजिते क्षेत्रे द्विपदं कर्णं विस्तरम् ॥३५॥
भद्रभागे चतुष्केन हीनं च निर्गमंसम ।

मध्ये तु अष्टभिर्भागैः त्रिंशचाष्टो तदन्तरे ॥४६॥
चत्वारिंशचतुर्युक्ता बाह्यतररा प्रकीर्तिता ।

(अशितिः) स्तम्भकैर्युक्तः मध्ये रङ्गोपशोभितः ॥४७॥
सौभाग्यं च समाख्यातं मण्डपं मकसालयम् ।

३० कुन्दम् भूभागैः षोडशैर्भक्तैः कर्णाद्विपद विंशति ॥४८॥
त्रिपदा निर्गता सर्वे भद्रं द्विपद विस्तरम् ।
निर्गतं च त्रिभागेन मध्ये षोडशभिर्धरै ॥४९॥

भद्रान्तरे तथा चाष्टौ षटसप्तति स्तम्भकैः ।
विंशतिश्च सदो सौम्यं कर्तव्यं कुन्द सम्भवम् ॥५०॥

३१ सूत्रम् चतुरश्र सप्तधा क्षेत्रे सर्वपदि चतुष्किका ।
सङ्ख्यया चतुःषष्टी तु चतुरश्र समाश्रमा ॥५१॥
चतुसिति धरैर्युक्तः स सूत्रश्चेति कीर्तितः ।

सूत्रस्तम्भ चतुःषष्टि वाङ्था वा चतुशिती च ॥५२॥
क्षेत्रे त्रिमण्डले प्राज्ञः अष्टमूसंपात संवृत्तम् ।

त्रिकोण विषमेवोक्तं चतुर्विंशधरैर्युतम् ॥५३॥
वृत्तं तु कारयेत् सर्वं पूर्णचन्द्रं तु मण्डपम् ।

३२ अष्टकोणम् अष्टकोणे कृते क्षेत्रे मध्यकोणानि ज्ञापयेत् ॥५४॥
चतुष्की तत्पदे कार्याः चतुरश्रश्चेतिकीर्तिता ।

अष्टकोणं भवेत्प्राज्ञः विंश स्तम्भ समावृत्तः ॥५५॥
सर्वे करोटके कार्या तद्विलतौ क्षिप्त लंबिका ।

संवरणोदयमूर्ध्वे तु सुत्र संपात अेव च ॥५६॥
केचिध्वेदिकाहीना च गवाक्षा स्तम्भ (जालकै) सखावृत्तः
भद्रालिन्दको केचित् सव्यते सिक्षयतं षट्विधः क्रमात् ॥५७॥
प्रमाणो वेदिका कर्णो केचित्स्तम्भं च विस्तरात् ।
केचित् भिति प्रमाणेन विस्तारं मण्डपस्य तु ॥५८॥

इतिश्री विश्वकर्माकृते वास्तुविद्याया वास्तुशास्त्रे प्राग्रीवादि मंडयाधिकार क्रमांक अ-७



## श्री विश्वकर्मा कृते वास्तुविद्यायां प्राग्रीवादि मंडपाधिपाट क्रमांक ७

વિશ્વકર્મા કહે છે. હવે હું પ્રાસાદના આગળ મંડપનુ માન કહું છું ૧ પ્રાસાદના માન જેટલો ૨ તેથી દોઢો. ૩ પ્રાસાદથી બમણો એમ જેષ્ઠ મધ્ય અને કનિષ્ઠ પ્રકારના અનુક્રમે પદના સ્તંભના માન પ્રમાણે કરવા. પ્રાગ્રીવાદિ ૩૩ તેત્રીસ મંડપોના નામ કહે છે,

૧. પ્રાગ્રીવ, ૨. વર્ધમાન, ૩. વિજય, ૪. ભદ્ર, ૫. વિશાલ. ૬. યજ્ઞભદ્ર, ૭. સુશ્લિષ્ઠ, ૮. મૃત્યુમર્દન. ૯. ભાગ્ય, ૧૦. બુદ્ધિસંકીર્ણ, ૧૧. સર્વભદ્ર, ૧૨. જયાવહ ૧૩. મુક્તકોણ, ૧૪. હરિ, ૧૫. માનભદ્ર, ૧૬. સુવૃત, ૧૭. પુષ્પભદ્ર, ૧૮. સુભદ્ર, ૧૯. છત્ર, ૨૦. પદ્મ, ૨૧. શ્રીવત્સ, ૨૨. ધનાલય, ૨૩. પુષ્પક, ૨૪. પુંડરિક, ૨૫. કૌશલ્ય, ૨૬. સુરપ્રિય, ૨૭. સુંવૃત, ૨૮. શંખનાભ, ૨૯. સૌભાગ્ય, ૩૦. કુંદન, ૩૧. સુસૂત્ર, ૩૨. પૂર્ણચંદ્ર, ૩૩. અષ્ટકોણ.

એ રીતે પ્રાગ્રીવાદિ તેત્રીસ મંડપોનાં નામો જાણવા હવે તેનાં સ્વરૂપ કહું છું.

### પ્રાગ્રીવાદિ મંડપ



૧ પ્રાગ્રીવ ૨ વર્ધમાન ૩ વિજય ૪ ભદ્ર ૫ વિશાલ ૬ યક્ષભદ્ર

૧. પ્રાગ્રીવ મંડપ પ્રાસાદના વિસ્તાર જેટલો આગળ બે સ્તંભો, ચોકી.

૨. વર્ધમાન– પ્રાસાદના આગળ ચાર સ્તંભોની એકપદની ચોકી.

૩. વિજય–ચોરસક્ષેત્રના આગળ ચોકી કરી આગળ બે સ્તંભો મૂકી છ સ્તંભનો વિજય મંડપ જાણવો.



૭ સુશ્લિલ ૮ મૃત્યુજય ૯ ભાગ્ય ૧૦ બુદ્ધિસંકીર્ણ

૪. ભદ્ર–એક પંક્તિમાં ગણપદો કરી આગળ એક ચોકી કરવાથી દશ સ્તંભોનો ભદ્ર મંડપ જાણવો.

૫. વિશાલ–ચોરસ ભાગમાં છ પદ કરી બાર સ્તંભોનો વિશાલ મંડપ જાણવો.

૬. યજ્ઞભદ્ર–ચોરસક્ષેત્રના છ પદ આગળ એક ચોકી કરતા ચૌદ સ્તંભોનો યજ્ઞભદ્ર મંડપ જાણવો.

૭. સુશ્લિષ્ટ–વિશાળ (બાર) સ્તંભોના મંડપને ત્રણ બાજુ ભદ્રે (ચોકીઓ) કરવાથી અઢાર સ્તંભોના સુશ્લિષ્ઠ મંડપ જાણવો.

૮. મૃત્યુમર્દન–આઠ આઠ પદના ક્ષેત્રમાં (મધ્યનું બે પદ) મધ્યની (૪ પદની) ચોકી કરી કુલ સોળ સ્તંભોના મંડપને મૃત્યુમર્દન જાણવો.

૯. ભાગ્યમંડપ– અષ્ટાશ્રનુ ક્ષેત્ર કરી (ત્રણ બાજુ ચોકીયા કરતાં) ચૌદ સ્તંભોનો ભાગ્ય નામે મંડપ જાણવો.

૧૦. બુદ્ધિસંકીર્ણ–ઉપર કહેલા અષ્ટાશ્વના ભાગ્યમંડપના સ્વરૂપમાં વચ્ચે ચાર સ્તંભો મૂકવાથી અઢાર સ્તંભોનો બુદ્ધિ સંકીર્ણ મંડપ થાય.




૧૧ સર્વતોભદ્ર · ૧૨ જયાવહ · ૧૩ મુક્તકોણ · ૧૪ હરિ

૧૧. સર્વતોભદ્ર–ક્ષેત્રના દશ ભાગ કરી બે ભાગની રેખા–કર્ણ અને છ ભાગનું ભદ્ર. ત્રણ ભાગ બાજુમાં નીકળતું એવો અઢાર સ્તંભોને સર્વતોભદ્ર નામે મંડપ જાણવો.

૧૨. જયાવહ–ઉપરના સર્વતોભદ્ર મંડપના સ્વરૂપમાં વચ્ચે ચાર સ્તંભો મૂકવાથી બાવીસ સ્તંભોનો જયાવહમંડપ જાણવો.

૧૩. મુક્તકોણ–(તેર) પદના ક્ષેત્રમાં આઠ કર્ણ બબ્બે ભાગની અને ભદ્ર પણ તેટલું જ બે ભાગનું મળી વીસ સ્તંભોનો મંડપ મુક્ત કોણ જાણવો. બાર સ્તંભના મંડપને ત્રણ બાજુ ચોકીવાળા.

ફૂટનોટ

અન્યગ્રંથોના મંડપો એકથી બીજા ઉત્તરોત્તર વધુ સ્તંભો અનુક્રમે ચડાવેલ હોય છે. જ્યારે અહીં પ્રાચીન ૩૭ મંડપોમાં વિચિત્રતા એ છે કે આગળ કહેલા સ્તંભોની સંખ્યા ઓછી કહી છે. વળી કેટલાંક મંડપોનાં સ્વરૂપો એક જ જાતના બે વખત પણ કહેલા છે. જો કે તેના ભાગ વિભાગમાં ભિન્નતાં છે.

૧૪. હરિમંડપ–બાર સ્તંભોના મંડપને ત્રણે બાજુ ત્રણ ત્રણ પદના ચોકીયાળા કરવાથી અષ્ઠાવીશ સ્તંભોનો મંડપ હરિ નામે જાણવો.




૧૫
માનભદ્ર




૧૬
સુવૃત




૧૭
પુષ્પભદ્ર

૧૫. માનભદ્રમ્–મધ્યના બાર સ્તંભના મધ્યના આઠ સ્તંભો ફરતું ચારે તરફ ત્રણ ત્રણ પદો વધારી ત્રણ બાજુ એકેક ચોકીયાળું કરવું, ત્યારે ચોવીસ સ્તંભોનો માનભદ્ર મંડપ જાણવો.

૧૬. સુવૃતમ્–બાર સ્તંભોની અષ્ઠાશ કરવી. કર્ણ બે ભાગ બે, ભાગ ભદ્ર, બે ભાગ અનુગ સહી પદો કરવા બાર સ્તંભોના ચારે તરફ ત્રણ ત્રણ પદો કરી ૨૮ અઠ્ઠાવીસ સ્તંભોનો સુવૃત મંડપ જાણવો.

૧૭. પુષ્પભદ્રમ્–સુવૃતને ખૂણે એક ચોકીયાળુ કરવા. બાહ્ય ભાગમાં ફરતો ચોકીયાળા કરવાથી ૩૨ બત્રીસ સ્તંભોનો પુષ્પભદ્ર મંડપ જાણવો.




૧૮
સુભદ્ર




૧૯
છત્રભ




૨૦
પદ્મમ

૧૮. સુભદ્ર–મધ્યે નવપદના આગળ ત્રણ ચોકીયાળા અને ફરતા મધ્યે એકેક ચોકી કરી અઠ્ઠાવીસ સ્તંભોનો સુભદ્રમંડપ જાણવો.

૧૯. છત્રમ્–દશ ભાગનું ક્ષેત્ર. (ત્રણ ચાર ભ્રમ) કર્ણ રેખા બે ભાગની અનુગ એક ભાગ અને ભદ્ર ચાર ભાગ મળી દશ ભાગ ચાર ભાગના ભદ્રનો નીકાલો બે ભાગ બાર સ્તંભના અષ્ઠ સ્તંભો ફરતા ચારે તરફ ત્રણ ત્રણ પદો કરતા ૨૮ અઠ્ઠાવીશ સ્તંભોનો છત્રમ્ મંડપ પ્રીતિ વધારે છે.

૨૦. પદ્મમ્–ચૌદ ક્ષેત્રના ૬ ભાગ ભદ્ર, બે ભાગ નીકાલો રેખા બે ભાગની. બાર સ્તંભોના અષ્ઠાશ ફરતી પદો પાંચ પાંચ કરી આગળ એક પદનું ચોકીયાળું કરતાં ચોત્રીસ સ્તંભોના પદ્મમ્મંડપ જાણવો.









૨૧ શ્રીવત્સ　　૨૨ ધનાલય　　૨૩ પુષ્પક

૨૧. શ્રીવત્સ–ચોરસ ક્ષેત્રના દશ ભાગ કરવા. ત્રણ ભાગનું ભદ્ર, દોઢ ભાગનો અનુગ અને બે ભાગની રેખા એવો ત્રીસ સ્તંભોનો શ્રીવત્સ મંડપના શુભ લક્ષણ જાણવા ૩૦.

૨૨. ધનાલય–ચૌદ ભાગના ક્ષેત્રમાં બે ભાગનું ભદ્ર તેની બાજુ એકેક ભાગની નંદી, બે ભાગનો અનુગ અને બે ભાગની રેખા મળી બાર ભાગ બાજુના ચોકીયાળ ભદ્રનો નીકાલો એકેક ભાગનો મળી ચૌદ ભાગ મળી ૬૪ ચોસઠ સ્તંભોનો ધનાલયમંડપ જાણવો.

૨૩. પુષ્પક–સોળ ભાગના ક્ષેત્રના બે ભાગની કર્ણ રેખા શાલા ભદ્ર ચાર ભાગનું તે બે ભાગ નીકળતું મધ્યે અષ્ટાંશને ફરતા બબે પદોનો ભ્રમ કરી ચારે તરફ ચોકીયાળા કરવાથી (૨૪×૩૨) ૬૬ સ્તંભોનો પુષ્પકમંડપ જાણવો.








૨૪ પુંડરિક　　૨૫ કૌશલ્ય　　૨૬ સુરપ્રિય

૨૪ પુંડરિકમ્–ક્ષેત્રના દશ ભાગ કરવા બે પદના બાર કર્ણ કરવા ચારે દીશામાં ભદ્રહીન કરવું મધ્યના અસ્ટ સ્તંભો અઠાંસના કરવા. તેની ચારે તરફ ત્રણ પદના ચોકીઆળા કરવા બે બાજુ ત્રણ ત્રણ વધુ ચોકીયાળા કરવાથી ૩૬ છત્રીસ સ્તંભોનો પુંડરિકમ્‌મંડપ જાણવો.

૨૫ કૌશલ્યમ્–(પચ્ચીસપદ)નો કોષ્ટકનો કરવો. બે ભાગની રેખા–કર્ણ, બે ભાગનો અનુગ, બે ભાગનું ભદ્ર, નીકાળો બે ભાગનો, મધ્યના બાર સ્તંભોની અષ્ટાંશને ફરતા પાંચ પાંચ પદો કરી, ત્રણ ત્રણ પદનો બીજો ભ્રમ કરી

ત્રણ બાજુ ચોકીયાળા કરવાથી કૌશલ્યમ્ નામે ૫૪ ચોપન સ્તંભનો મંડપ જાણવો. તે સુખને આપનાર છે.

૨૬. સુરપ્રિય–સોળ પદના ક્ષેત્રના કર્ણ ત્રણ ત્રણ છ ભાગના બે અને ભદ્ર ચાર ભાગનું ત્રણ ભાગે નીકળતું મધ્યના અષ્ટાંશને પાંચ પાંચ પદના ભ્રમ કરી આગળ એક ચોકીયાળું કરવું, ત્યારે ૪૦ સ્તંભનો મંડપ દેવોને પ્રિય જાણવો. મંડપની ત્રણ ત્રણ પદની ભીતિકા કરવી ઓગણીસ પદો કરવી.










૨૭ સુવૃત　　૨૮ શંખનાભ　　૨૯ સૌભાગ્ય

૨૭. સુવૃતમ્–ક્ષેત્રના બાર ભાગ કરી ત્રણ ત્રણ ભાગનો કર્ણરેખા અને ભદ્ર છ ભાગ–મધ્યના બાર સ્તંભોના અષ્ટાંસધને ફરતા ત્રણ ત્રણ પદના ભદ્ર કરી ચારે દિશામાં ચાર ચોકીયાળા કરવા. તેવા છત્રીસ સ્તંભોનો સુવૃતમ્ મંડપ સર્વ કામનાને આપનાર જાણવો.

૨૮. શંખનાભમ્–ચોસઠ પદના ક્ષેત્રમાં બે ભાગની રેખાકર્ણ, ભદ્ર ચાર ભાગનું–પહોળાઈ પ્રમાણેની નિર્ગમ રાખવું બાર સ્તંભની અષ્ટાંશને ફરતો એક ભ્રમ પાંચ પદનો કરી ચારે તરફ એકેક ચોકીયાળું કરવાથી ૪૦ ચાલીસ સ્તંભોનો શંખનાભ નામનો મંડપ થાય.

૨૯. સૌભાગ્યમ્–સાત × સાતના ૪૯ પદના ક્ષેત્રમાં બે પદ કર્ણ, ચાર ભાગ ભદ્ર, પદોનો નીકાલો ન કરવો, મધ્યના બાર સ્તંભોના અષ્ટાંશ ફરતા બબ્બે આગળ ભ્રમ કરવો અને ત્રણ બાજુ ત્રણ ત્રણ પદના ભદ્ર કરવા અને ભદ્રનો છ પદનું ભદ્ર કરવું એટલે કુલ એંસી સ્તંભોનો સૌભાગ્ય મંડપ જાણવો.







૩૦ કુન્દ　　૩૨ પૂર્ણચંદ્ર સૂત્ર　　૩૩ અષ્ટકોણ

૩૦. કુન્દમ્–ક્ષેત્રના સોળ ભાગમાં રેખા, બે ભાગની, ભદ્ર બે ભાગ ત્રણ ભાગ નીકળતું મધ્યના સોળ ? બાર સ્તંભના અષ્ટાંશ ફરતા બબ્બે ભ્રમ કરવા (પહેલા ભ્રમના વીસ સ્તંભો) બે ભ્રમ પછી ત્રણ ત્રણ પદના ચારે બાજુ ચોકી-ચાળા કરવાથી ૭૬ સ્તંભોમાં કુન્દમ્ નામનો મંડપ થાય.

૩૧. સુસૂત્રમ્–ચોરસક્ષેત્રમાં ૭ × ૭ = ૪૯ પદ પાડવા. તેને સર્વ ચતુષ્ઠિકા કરવી. (મધ્યમાં અઠાશન કરવી) ત્રણ તરફ ત્રણ ત્રણ પદોની ચતુષ્ટિકા કરવી અને આગળ પાંચ ચતુષ્ટિકા કરી વળી એક ચોકી આગળ કરવાથી ૬૪ પદો થશે અને ચોરાશી સ્તંભો થશે ત્યારે સુસુત્રમ્ નામે મંડપ જાણવો.

૩૨. પૂર્ણચંદ્ર–અષ્ટાંશના ક્ષેત્રના ત્રણ મંડળ ભ્રમ કરવા ત્રણ અટાંશના ૨૪ ચોવીસ સ્તંભોનો પૂર્ણચંદ્રમંડપ જાણવો.

૩૩. અષ્ટકોણ–અષ્ઠકોણનું ક્ષેત્ર કરી મધ્યમાં બાર સ્તંભોનો ચોરસમંડપ કરવા. તેની મધ્યમાં ચાર સ્તંભોની ચોકી કરવી ત્યારે ફરતા કુલ વીસ સ્તંભનો અષ્ટ-કોણમંડપ જાણવો.

આ તેત્રીસ મંડપોની છતમાં કરોટક, વિતાન, ક્ષીપ્ત–ઉક્ષીપ્ત કે સમતલ છતો જ્યાં જે આવે તેવી કરવી. તે ઉપર સંવર્ણ કરવી. સ્તંભોના ગાળામાં વેદિકા કક્ષાસન–જાળીઓ કરવી. સંવર્ણાના ભદ્રમાં ગવાક્ષ કરવા અલિંદના ભદ્રમાં સિદ્ધાયને (　　) છ પ્રકારના કરવા. ખૂણા પરના સ્તંભોના ગાળામાં વેદિકા કક્ષાસન કરવા. તે સ્તંભો પદના વિસ્તારના પ્રમાણમાં જાડા કરવા ને કેટલાકને બાહ્ય ભાગે ભીતિ મંડપના વિસ્તાર પ્રમાણે કરવી.

ઇતિ શ્રી વિશ્વકર્મા કૃતાયાં વાસ્તુવિદ્યાયાં પ્રાગ્રીવાદિ મંડપાધિકારનો પદ્મશ્રી સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શિલ્પવિશારદનો ભાષાનુવાદ ક્રમાંક ૭



પ્રાગ્રીવાદિ ૩૩ મંડપો

## પ્રાગીવાદિ ૧૨ મંડપ

| ક્રમ | નામ | પદ | સ્તંભ |
|---|---|---|---|
| ૧ | સુભદ્ર | ૧ | ૪ |
| ૨ | કિરિટ | ૩ | ૮ |
| ૩ | દુદુંભી | ૪ | ૧૦ |
| ૪ | પ્રાંત | ૬ | ૧૨ |
| ૫ | મનોહર | ૭ | ૧૪ |
| ૬ | શાંત | ૯ | ૧૬ |
| ૭ | નંદાખ્ય | ૧૦ | ૧૮ |
| ૮ | સુદર્શન | ૧૧ | ૨૦ |
| ૯ | રમ્યક | ૧૨ | ૨૨ |
| ૧૦ | સુનાભ | ૧૪ | ૨૪ |
| ૧૧ | સિંહ | ૧૬ | ૨૬ |
| ૧૨ | સૂર્યાન્યક | ૧૮ | ૨૮ |

ફુટનોટ :

**પ્રાગ્રીવાદિ ૩૩ મંડપો**

અહીં આપેલા મંડપોનો સ્તંભ વૃદ્ધિ ક્રમનથી નથી એ આશ્ચર્ય છે. આ સિવાય પ્રાસાદના બીજા

(૧) બાર મંડપો પ્રાગ્રીવાદિ ચારથી અઠ્ઠાવીસ ૨૮ સ્તંભો સુધીના કહ્યા છે.

(૨) મેવાદિ પચ્ચીશ મંડપો, ૬૪ સ્તંભોથી ૧૧૨ સ્તંભો સુધીના પાંચ ભૂમિ ઉદયના કહ્યા છે

નવાયતન



(૩) પુષ્પકાદિ ૨૭ મંડપો બાર સ્તંભોમાંથી બબ્બે સ્તંભોની વૃદ્ધિ કરતા ચોસઠ સ્તંભો સુધીના ૨૭ મંડપો કહ્યા છે. તે ક્ષીરાર્ણવ દીપાર્ણવ વિશ્વકર્મા પ્રકાશ સમરાંગણ સૂત્રધાર મત્સ્યપુરાણ ગ્રંથોમાં આ સતાવીસ મંડપોના પાઠ આપેલા છે.

(૪) આઠ પ્રકારના ગૂઢ મંડપો કહ્યા છે. ગુઢ મંડપોને ફરતી ભીતિ પ્રાસાદના થરવાળા વાળી કરવાનું કહ્યું છે.

(૫) મહામંડપો ૭ ૧. શિવનાદ, ૨. હરિનાદ ૩. બ્રહ્મનાદ ૪. રવિનાદ ૫. સિંહનાદ ૬. મેઘનાદ એમ ૭ મહામંડપો પ્રાસાદને યોગ્ય કહ્યા છે.

ભોજદેવરચિત સમરાંગણ સૂત્રધારના અધ્યાયમાં કાષ્ટના મંડપોના રાજભોગાદિ માટે ઘણા કહેલા છે. "માનસાર" ગ્રંથમાં પાષાણ અને કાષ્ટના મંડપો જુદા જુદા પ્રયોગાર્થ લંબાણથી કહ્યા છે. દેવાલય આગળ, નગર આગળ, પુણ્યક્ષેત્ર. તીર્થક્ષેત્ર, જળાશ્રયે, સમુદ્રતીરે, દેવરામમંડપો, નૃત્યગીત-મંડપો, યાત્રામાર્ગમંડપો, યજ્ઞયાગાદિ કાર્યાર્થ મંડપ, સુખાન્વિત મંડપો, સ્નાનમંડપો, તપસ્વી મઠે

## વર્ધમાનાદિ (ગૂઢમંડપ ૮)



















---

મેઢેમ રાજ્યાભિશેક મંડપ, આયુધમંડપ, ભૂપઅભ્યાસાર્થ મંડપ, નૃપભોજનાલય મંડપ, મલ્લ મેષ યુદ્ધાર્થ મંડપ, નાટકાદિ મંડપ ડિપનાન મંડપ, યુવરાજ લોક લીલાર્થમંડપ આદિ મંડપો કહ્યા છે.

પ્રાસાદના બહાર ગૂઢમંડપ આગળ ચોકમંડપ કક્ષાસનવાળો કરવો. તેનાથી આગળ નૃત્યમંડપ ૧. ગૂઢ ૨. ચોક તથા ૩. નૃત્ય એમ ત્રણ મંડપો દેવાલય આગળ કરવાના કહ્યા છે.

ઓરીસા-ઉડીયા-પ્રદેશના મોટા દેવમંદિરોમાં એક વિશેષ મંડપ ભોગમંડપ કરેલા છે.




આઠ ગૂઢ મંડપોનાં નામ કહે છે. ૧ વર્ધમાન (ચોરસ) ૨ સ્વસ્તિક (ભદ્રયુક્ત) ૩ ગરુડ (પ્રતિરથયુક્ત) ૪ સુરનંદન (પ્રભદ્રવાળો) ૫ સર્વતોભદ્ર (કોણીકાયુક્ત ખૂણીઓ કરવી.) ૬ કૈલાસ (અધિક ભદ્રવાળો=યુગ્મ ભદ્રયુક્ત) ૭ ઈંદ્રનીલ (બે પ્રતિ રથવાળો) ૮ રત્નસંભવ (ત્રણ પ્રતિ રથવાળો) એમ આઠ ગૂઢ મંડપોનાં નામ બતાવ્યા તે ગૂઢ મંડપોને પ્રાસાદના સ્વરૂપ જેવા પીઠ મંડોવર જેવા થરો કરવા. તેવા મંડપોને એક સન્મુખ દ્વાર અગર ત્રણ એમ બાજુનાં દ્વારો કરવાથી તે કામનાને આપે છે. આગળના દ્વારે એક અને ડાબી જમણી તરફના મંડપનાં દ્વારોએ આગળ ચોકીઓ કરવી. (આનાં સ્વરૂપો દીપાર્ણવ અને અપરાજિતમાં આપેલાં છે.)

# શિવનાદાદિ છ મહામંડપો



હવે શિવનાદાદિ છ મંડપોનાં નામ અને માન વૃક્ષરાજમાં કહેલા છે. ૧ શિવનાદ ૨ હરિનાદ ૩ બ્રહ્મનાદ ૪ રવિનાદ ૫ સિંહનાદ ૬ છઠ્ઠો મેઘનાદ એ સર્વ દેવાંને તેનાં નામ પ્રમાણે મંડપ કરવા—તેના મધ્યમાં અઠાંશના આઠ સ્તંભોને ગડદી=ઠેકી ચડાવીને ફરતાં તોરણો કરવાં રથયુક્ત પ્રાસાદને વેદિકાવાળા મંડપો કરવા૦ ॥ ૨૦ ॥

ઇતિમહામંડપા












## મેર્વાદી પંચભૂમિના પચ્ચીસ મંડપો

| ક્રમાંક | મંડપોનાં નામ | કુલ સ્તંભ | ભૂમિ | પ્રથમ ભૂમિ | દ્વિતીય ભૂમિ | તૃતીય ભૂમિ | ચતુર્થ ભૂમિ | પંચમ ભૂમિ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ત્રૈલોક્ય વિજય | ૬૪ | પ્રથમ | ૩૬ | ૨૮ | | | |
| | દ્વિતીય ભૂમિ | | | | | | | |
| ૨ | લક્ષ્મીવિલાસ | ૬૬ | | ૩૬ | ૩૦ | | | |
| ૩ | પદ્મ સંભવ | ૬૮ | | ૩૬ | ૩૨ | | | |
| ૪ | વિમાન | ૭૦ | | ૩૬ | ૩૪ | | | |
| ૫ | તેજવર્ધન | ૭૨ | | ૩૬ | ૩૬ | | | |
| | તૃતીય ભૂમિ | | | | | | | |
| ૬ | પ્રતાપ | ૭૪ | | ૩૬ | ૨૮ | ૧૦ | | |
| ૭ | સુર્યાંગ | ૭૬ | | ૩૬ | ૨૮ | ૧૨ | | |
| ૮ | ભુભુંવા | ૭૮ | | ૩૬ | ૨૮ | ૧૪ | | |
| ૯ | પુણ્યાત્મા | ૮૦ | | ૩૬ | ૨૮ | ૧૬ | | |
| ૧૦ | શાન્તિદેહ | ૮૨ | | ૩૬ | ૨૮ | ૧૮ | | |
| ૧૧ | સુરવલ્લભ | ૮૪ | | ૩૬ | ૨૮ | ૨૦ | | |
| ૧૨ | શતશૃંગ | ૮૬ | | ૩૬ | ૨૮ | ૨૨ | | |
| | ચતુર્થ ભૂમિ | | | | | | | |
| ૧૩ | પૂર્ણાંઘ્ય | ૮૮ | | ૩૬ | ૨૮ | ૧૪ | ૧૦ | |
| ૧૪ | કીર્તિપતાક | ૯૦ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૬ | |
| ૧૫ | મહાપદ્મ | ૯૨ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૮ | |
| ૧૬ | પદ્મરાગ | ૯૪ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૦ | |
| ૧૭ | ઇંદ્રનીલ | ૯૬ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૨ | |
| ૧૮ | શંગયા | ૯૮ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૪ | |
| | પંચમ ભૂમિ | | | | | | | |
| ૧૯ | રત્નકૂટ | ૧૦૦ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૨ | ૪ |
| ૨૦ | હેમકૂટ | ૧૦૨ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૨ | ૬ |
| ૨૧ | ગંધમાદન | ૧૦૪ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૨ | ૮ |
| ૨૨ | હિમવાન | ૧૦૬ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૨ | ૧૦ |
| ૨૩ | કૈલાસ | ૧૦૮ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૨ | ૧૨ |
| ૨૪ | મંદાર | ૧૧૦ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૨ | ૧૬ |






પીઠ પર કક્ષાસન

પ્રાસાદના સ્તંભનું માન પ્રમાણ કહે છે. એક ગજના પ્રાસાદને ચાર ઈંચ જાડો સ્તંભ કરવો. બે હાથ પ્રાસાદને સાત આંગુલનો, ત્રણ હાથના પ્રાસાદને નવ આંગુલ જાડો સ્તંભ કરવો. ચાર હાથના પ્રાસાદને બાર આંગળ જાડો સ્તંભ. પાંચ હાથથી બાર હાથ સુધીના દોઢ દોઢ આંગુલની વૃદ્ધિ કરવી. બારથી બત્રીસ ગજના પ્રાસાદોને પ્રત્યેક ગજે એકેક આંગુલની વૃદ્ધિ કરવી. બત્રીસથી પચાસ ગજના પ્રાસાદને પ્રત્યેક ગજે બુદ્ધિમાન શિલ્પીએ અર્ધા અર્ધા આંગુલની વૃદ્ધિ કરવી. બીજું સ્થૂલ પ્રમાણ સ્તંભની ઊંચાઈના ચતુર્થાંશ જાડાઈનું પ્રમાણ સ્થૂલ માન કહ્યું છે. ૩૦

ઇતિ સ્તંભ માન પ્રમાણ

રૂચકાદિ પંચ સ્તંભના નામ પ્રમાણે અને સ્વરૂપ ૧ ચોરસ સ્તંભને ચતુરસ્ત્ર ૨ ભદ્રવાળા સ્તંભો ભદ્ર ૩ પ્રતિભદ્રયુક્તને વર્ધમાન, ૪ અષ્ટાશ્રસ્તંભને ૫ અષ્ટાશ્ર નામ; કક્ષાસનયુક્ત સ્તંભ ૫ સ્વસ્તિકનામ એમ પંચવિધ. સ્તંભના સ્વરૂપને નામ પ્રાસાદના ભૂષણો રૂપ જાણવા. ૨૫

વાસ્તુશાસ્ત્રના મંડપાધિકારનો પદ્મશ્રી સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શિલ્પ વિશારદે કરેલ ભાષાનુવાદ વાસ્તુવિદ્યા.



પ્રાસાદની જગતી પર મંડપના પીઠનો પ્રકાર

પૃથક્ પૃથક્ પ્રાદેશિક શૈલીના રૂપ નકશીના સુંદર સ્તંભો




ગુફાઓના સ્તંભો
જુદી જુદી શૈલીના સ્તંભો
ગુફા સ્તંભ
ગુફા સાદો સ્તંભ
અલંકૃત સ્તંભો
રૂપસ્તંભ
શીરોહીઘટા સ્તંભો




રૂપવાળા સ્તંભો અને તોરણ અને દ્વાર

રૂપ સ્તંભ

ધાટવાળો સ્તંભ

રૂપ શીરોહી ઘાટ સાદા ઘાટવાળા અને નકશીવાળા સ્તંભો



ઉત્તર ભારતના સ્થાપત્ય રૂપ નકશીને ઘાટવાળા સ્થંભો



સાદા સ્તંભ રૂપસ્તંભ



ઉત્તર ભારતના જુદા જુદા પ્રદેશોના સ્તંભો રૂપ નકશીને ઘાટવાળા સ્તંભો



આંધ્ર-કર્ણાટક-દ્રવિડ પ્રદેશના જુદા જુદા સ્તંભો

શારોહડા ધારા

ઘટપલ્લવયુક્ત રૂપ સ્તંભ ઉપર ગડ્દી
(ઠેકી) ભરણુ સરૂ અને હીંડોલક તોરણ





અષ્ટાંશ સ્તંભના પલ્લવ અને સ્તંભ પરના ગ્રાસમુખ



સરાના લાંબા પક્ષમાં ગ્રાસ અને વેલપત્ર

## સરાના પક્ષ અલંકૃત વેલપત્ર





કુંભાની દાતરડીઓ




૩ આસન પશ્ચિમ ભારત શૈલી

કક્ષાસન



કક્ષાસન શૈલી ગ્વાલિયર કીલ્લા મધ્યપ્રદેશ





કક્ષાસન શૈલી ગ્વાલિયર કીલ્લા મધ્યપ્રદેશ


વેદિકાના ૬ છંદ
માનની
માનવતી
પદ્મિની
પદ્માવતી
સરસા
સાગર


રાજસેનકના ૭ છંદ
૧ મોદક
૨ પ્રવાલ
૩ વર્તુલ
૪ તુંગ
૫ સુવર્તિકા
૬ ઠ્ઠી પુષ્પક



કક્ષાસન-લીલાસન

ઇલિકા તોરણ





હીંડોલક તોરણ



ઇલિકા તોરણ




મદલોના જુદા જુદા પ્રકારો

પગથીયાની હાથણીના સ્વરૂપો










## પગથીઆની હાથણી પર વૃષભહસ્તી યુગ્મરૂપ



વ્યાઘ્ર



કેસરીસિંહ

## સાબરકાંઠા પોસીના મંદિરના કક્ષાસન









કક્ષાસન



પોલો સારણેશ્વર કક્ષાસન
















તોરણના પાંચ પ્રકારો

तोरणं पंचधाप्रोक्तं रथिकायां च देवता ।
ललितं चेतिकाकारं त्रिरथ वलितोदरत् ॥१॥
श्रीपुंज पंचरथिकं सप्तमा नंदीवर्धन ।
रथिकायां भवेद् ब्रह्मा विष्णुश्चर्चंडिका ॥२॥

તોરણના પાંચ પ્રકાર કહ્યા છે : (૧) તેમાં રથિકામાં દેવરૂપ કરવા પદકમાં ઉપર ઉદ્ગમ દોઢીયો નીચે લુંબી.

(૨) બીજી ઇલિકાકાર (ઇયળ જેવા) તેને બે રથિકા ઉપર નીચે કરવા તે **લલિત**

(૩) ત્રીજી ત્રણ રથિકાને બે ઇલીકા (મદળ)ની આકૃતિના તોરણને **વલીતોદર** કહેવું.

(૪) ચોથું પંચ રથિકાને ચાર ઇલિકા (મદળ)વાળા તોરણને **શ્રીપુંજ** કહેવું.

(૫) પાંચમું સાત રથિકા અને છ ઇલિકા (મદળ) વાળા તોરણને **નંદીવર્ધન** કહેવું.

રથિકામાં ત્રિદેવ (બ્રહ્મા. વિષ્ણુ, શિવ) ચંડી જીન ગણેશ-ગૌરી કે જે દેવનો પ્રાસાદ હોય તેમાં પર્યાય સ્વરૂપો કરવા.

૧ મદળવાળા તોરણ ૨ બીજું ચડ-ઊતરતા તોરણને હીંડોલક તોરણ કહે છે. ૩ ત્રીજું ગોળવૃત કમાનને ગવાક્ષકાની આકૃતિવાળા તોરણ પ્રાચીન કાળ થતા.



પગથીઆની હાથણી પરના સિંહ હસ્તીરૂપ

ગજપીઠ  ગજ અશ્વયુદ્ધ



ગજપીઠ  ગજ ઉષ્ટ્રયુદ્ધ





અશ્વમેધ યજ્ઞનો અલંકૃત અશ્વ



વૃષભવ્યાઘ્ર યુદ્ધ

# પૂજા ગૃહ-ગવાક્ષ



ગૃહમંદિરના પ્રાસાદના પૃથક્ પૃથક્ પ્રવેશદ્વારો






ગૃહમંદિરના પ્રાસાદના પૃથક પૃથક પ્રવેશદ્વારો

ગણેશપુરી ( મુંબઈ થાણા જીલ્લા ) મંદિરનું દર્શન





દુર્ગ—કીલ્લાના પ્રવેશ દ્વારનું પક્ષદર્શન (ડભોઇ)

(પ્રભાશંકર ઓ. સોમપુરા)



હીંડોલક તોરણ



મદલ તોરણ

(પ્રભાશંકર ઓ. સોમપુરા)

# श्री विश्वकर्माकृते वास्तुविद्यायां वास्तुशास्त्रे क्रमांक अ-१

## करोटक लक्षणाध्याय

अतोर्ध्वं मण्डपं वक्ष्ये अंतरः क्रियते यथा ।
मण्डपस्य प्रमाणं स्यात् ज्ञातव्यं सूत्र साधितम् ॥१॥
चतुरश्र कृते क्षेत्रे गर्भसूत्रं तु पातयेत् ।
व्यासार्धं तु ततो ग्राह्यं द्विषड्भागं तत्र भागयेत् ॥२॥
गर्भार्धपंचभागाय दशभागैक अस्य ।
अष्टास्रः सिध्यते ह्येवं नात्रकार्या विचारणा ।
पूर्वोक्त भागमानेन सार्धस्य पट्ट विस्तरम् ॥३॥
तन्त्रकेन समायुक्तं ज्ञातव्यं शिल्पिना त्वया ।
अतोर्ध्वं भ्रामयेद्वत्स ! सूत्रं तु भ्रमसाधितम् ॥४॥
पट्टयोरुभयोर्मध्ये विस्तारं च प्रलक्षयेत् ।
विस्तारार्धेन तत्रैव कर्तव्यं च ततोच्छ्रयम् ॥५॥
उच्छ्रयेण शतं कूर्यात् अष्टादश विनिश्चितम् ।

## कर्णदर्दरिका

अतो दर्दरिकां वक्ष्ये भागाश्चैव चतुर्दश ॥६॥
कामरूपं च भागेन भागं पादोन चिप्पिका ।
कर्णकं तु द्विभिर्भागैः भागैकं पदिकान्तरम् ॥७॥
त्रिभि स्कन्धं च कर्तव्यं भागैकं पट्टिकाद्वयम् ।
चतुर्भागा स्ततश्चोर्ध्वे ग्रासपट्टीश्च शोभना ॥८॥
पादोनकर्णमुत्सेधं (अर्धं ?) चान्तरपत्रकम् ।
चतुर्दशैस्तु कर्तव्या भागै दर्दरिका शुभा ॥९॥
निर्गमं ततो वक्ष्ये दर्दरिका सुशोभनम् ।
भागैकं कामरूपं च चिप्पिका द्वय निर्गता ॥१०॥
सपादैस्तु त्रिभिर्भागै कर्णं तु तत्र कारयेत् ।

स्कन्धश्चैव ततः कार्यः सपादत्रयनिर्गतः ॥११॥
द्वौ भागौ निर्गमेणैव कर्तव्यं पट्टिका द्वयम् ।
सार्धेकादशभागे [तु] निर्गमेणैव कारयेत् ॥१२॥
अेवं दर्दरिका कार्या उदये निर्गमेन च ।

## रुपकंठ

रूपकण्ठं ततो वक्ष्ये भागं चैव तु द्वादशे ॥१३॥
कामरूपं च भागेन सार्धभागेन चिप्पिका ।
भागार्धं च ध्रुवं कार्यं पञ्चसार्धाश्चरूपकम् ॥१४॥
[छुरकं] चार्धं भागेन पादोना चैव चिप्पिका ।
पादेन घसिका कार्या पादूने चोर्ध्वचिप्पिका ॥१५॥
कर्णं च भागपादोन अर्धेनान्तरपत्रकम् ।
तस्योर्ध्वे द्वादशोत्सेधं रूपकण्ठं सुशोभनम् ॥१६॥
निर्गमं चैव वक्ष्यामि त्रिभिर्भागैस्तु कारयेत् ।
विद्याधरान् ततो कूर्यात् षोडशैव तु सङ्ख्यकान् ॥१७॥
रूपकण्ठोच्छिता कार्या निर्गमान् तत्प्रमाणतः ।
विस्तृता तत्प्रमाणेन मूले चैव तु कीर्तिताः ॥१८॥
विद्याधराणामूर्ध्वेन कामदेवं सुशोभनम् ।
प्रावृत्तं नायिकाभिश्च सुरूपैः सुमनोरमैः ॥१९॥
इशान्याभिमुखं कार्यं धनुर्हस्तं पुष्पबाणकम् ।
अेवं विधं प्रकर्तव्यं सर्वदोषापहारकम् ॥२०॥
षड्दर्शनेषु प्रासादेषु अग्रेश्चैव तु कारयेत् ।
अन्यथा कुरुते यस्तु सगच्छेन्नरकं ध्रुवम् ॥२१॥
शिल्पिनो निष्कुलं यान्ति राष्ट्रभङ्गभयंभवेत् ।
म्रियते यजमानस्तु नात्र कार्या विचारणा ॥२२॥





लुमा

## गजतालु

भागैस्त्रयैदशैश्चैव कुर्याश्च गजतालुका ।
उच्छ्रयेण ततः कुर्यात् यथा भवति शोभनम् ॥२३॥
भागैकं कामरूपं च भगं कुर्याच्च चिप्पिकाम् ।
लुमावै सप्तभिः कुर्यात् भागैकै कामरूपकम् ॥२४॥


पद्म केसर

भागैकं चिप्पिका कार्या कर्णसार्धं समुच्छ्रितम् ।
भागार्धं चान्तरपत्रं कर्तव्यं नात्रसंशयः ॥२५॥
अेवं त्रयोदशभागैः उच्छ्रयेण तु कारयेत् ।
निर्गमं चास्य वक्ष्यामि यथावदतु पूर्वतः ॥२६॥
भागार्धं कामरूपस्तु चिप्पिकाद्वयनिर्गता ।
त्रिभिश्च गजतालुका चतुर्भिस्तु लूमास्मृता ॥२७॥
चिप्पिका पृष्टिसूत्रेण खल्वणा तत्र कारयेत् ।
द्विभिर्माणिबन्धस्तु चिप्पिका द्वयनिर्गता ॥२८॥
अेवं त्रयोदशैः सार्धं निर्गमं गजतालुके ।

## द्वितीय गजतालु

जगतालु द्वितीया च भागैश्चैव तु द्वादशैः ॥२९॥
उच्छ्रयेण ततः कुर्यात् निर्गमः सार्धं द्वादशः ।
भागैरेकादशैश्चैव उच्छ्रयेण गजतालुका ॥३०॥
सार्धं अेकादशाभागा निर्गमेण तु कारयेत् ।
तृतीयां कारयेत् प्राज्ञः सर्वकामफलप्रदाम् ॥३१॥

## कोल

गजतालुकोर्ध्व कर्तव्यं कोलं चैव सुशोभनम् ।
पुष्पकण्ठं समायुक्तं छुरकैस्तु समावृत्तः ॥३२॥
भागादर्धं च ध्रुवं कुर्यात् द्वितीय ह्येवमेव च ।
पुष्पकण्ठं च सोधन छुरिका भाग त्रयेण तु ॥३३॥
कामरूप सपादेन चिप्पिका भाग पादुन
पट्टिका द्वयभागेन अर्धयांन्तरपत्रिका ॥३४॥
कोलं च दशभिर्भागै उच्छ्ये निर्गमे तथा
(चिप्पिका भागपादोन लुमापादाष्टका स्मृता ॥३५॥
पिंड कार्येनु भागेन एवं कोल समुच्छय )
सार्धं त्रिक एवं कार्यं कोलकं तस्य मध्यतः ॥३६॥
ध्रुवकेण समायुक्ता चिप्पिकाभिर्वि निर्गता ।
सार्धद्वि निर्गतं कार्य टेकरं (कोल) तत्र शोभनम् ॥३७॥
सिद्धिस्तु पद्मपत्राणि शेषा लूमाः समालिखेत्

द्विभागेनिर्गमण च प्रथमा वलिका तत्र त्रिभिर्भागैस्तु निर्गता ॥३८॥
उच्छ्रिता च द्विभागेन पद्मकेसर संयुता ।
द्वितीया तत्समा कार्या (निर्गमौच्छ्रये यथा?) ॥३९॥
त्रिभिश्चैव तृतीयं च निर्गमेणैव कारयेत् ।
उच्छ्रिताच द्विभागेन न न्यूना न चाधिका ॥४०॥
चतुर्थी च तथा कार्या सार्धद्विभाग निर्गता ।
प्रथमं पोडशैः कोलै द्वितीयं द्वादशैः स्थितम् ॥४१॥
अष्टकोलं तृतीयं च चतुः कोलं चतुर्थकम् ।
द्विकोलं पञ्चमं प्रोक्तं सर्वशोभासमन्वितम् ॥४२॥
उदयं निर्गमेणैव दशभागानि च कारयेत् ।
थरैः पञ्चभि च (कार्या) ख्याता भागानि उदयेन तु ॥४३॥
अष्टाविंशति शतार्धे भागानुत्र संख्यता ।
यथामेधागता श्चैव आपाढे य महिपति ॥४४॥
तथा मेधाश्च मंडपाप्रोक्त आकाशं दशते पुनः
निलवृक्षे समुत्पन्ना देवता मर्पिता दुर्लभ ॥४५॥

भाग ५० निर्गम भाग ५८ एकचकरिद्रई भाग ११८ निर्गम भाग ११० उच्छय
इति श्री विश्वकर्माकृते वास्तुविद्याया वास्तुशास्त्रे करोटक लक्षण नाम क्रमांक अ ९






ક્ષિપ્ત ઉક્ષિપ્ત સભા મંદારક વિતાન

સભા મંદારક કરોટક સેકશન




સભા મંદારક કરોટક તળદર્શન
ગજતાલુ
કોલ
ગજતાલુ
કોલ
ગજતાલુ
કોલ
ગજતાલુ
કમળલુમ
પદ્મશિલ

સમતલ નાભિચ્છંદ વિતાન



ક્ષિપ્ત ઉત્ક્ષિપ્ત પદ્મક વિતાન



સમક્ષિપ્ત વિતાન



સભા મંદારક નાભિચ્છંદ



ક્ષિપ્ત ઉત્ક્ષિપ્ત મંદારક



ચાર ધડ બેમુખ છત



એકમુખ પંચ ધડ છત

વિતાનના રૂપકંઠ ઉપર વિદ્યાધરોનારૂપો આગળની કળાના સ્વરૂપો



વિતાનના રૂપકંઠ ઉપર વિદ્યાધરોમાં આગળની કળાના સ્વરૂપો



વિતાન-કરોટક-ઘુમટ આબુ માઉન્ટ

(પ્રભાશંકર ઓ. સોમપુરા)




દુર્ગ–કીલ્લાના પ્રવેશ દ્વારનું પક્ષદર્શન (ડભોઇ)



સમતલ વિતાન વેલો કુંડચલવાળો

## સભામંદારક કરોટ



પદ્મનાભ વિતાન





નાભિચ્છંદ ક્ષિપ્ત વિતાન

## સભાપદ્મ મંદારક કરોટક




પદ્મશિલ
ગજતાલુ
લુમા-
ગજતાલુ
૩ કોલ
૨ કોલ
૧ કોલ
રૂપકંઠ
વિદ્યાધર
કર્ણદર્દરિકા
રૂપકંઠમાં
ગૌરિરૂપ
દેવાંગના
વિદ્યાધર

## श्री विश्वकर्माकृते वास्तुशास्त्रे वास्तु विद्यायाम् करोटक लक्षणाध्याय क्रमांक अ ९

હવે હું મંડપના અંદરના ભાગની ઢાંકણુ વિતાનની ક્રિયા વિશે કહું છું મંડપના પ્રમાણુથી તેના સૂત્રની સાધના કરવી. અઠાંશ કરવાને ચોરસ ક્ષેત્રનું મધ્ય ગર્ભસૂત્ર છોડવું અને તેના વ્યાસનો અર્ધભાંગ લઈને બાર ભાગ કરવા. તેમાં ગર્ભથી પાંચ ભાગ એટલે કુલ દશ ભાગ અઠાંશાની એક હાંશ થઈ એ રીતે ૨૪ ગજના વ્યાસને દશ હાથની અઠાંશ સિદ્ધ થાય. તેમાં બીજો વિચાર ન કરવો. આગળ કહેલા પાટના ભાગ માનથી પાટ દોઢો પહોળો કરવો. તેમાં તાંતરુ પાડવાનુ શિલ્પીએ જાણુવુ. ૩

હવે તે ઉપરથી હે વત્સ ! ભ્રમ ગોળ સૂત્રની સાધના કરવી. બે પાટડાના મધ્યના વિસ્તારમાં વિસ્તારથી અર્ધ કરોટકની ઊંચાઈ કલ્પવી, ઊંચાઈના એક સો અઢાર ભાગ કરવા. હાંશો ઉપર કહેલો થર કર્ણદર્દરિકાનો ચૌદ ભાગ ઊચાઈ જાડાઈનો કરવો. તેના આંતર વિભાગ હવે સાંભળો. નીચે કામરૂપ એક ભાગ, પોણા ભાગની ચીપ્પિકા, કણી બે ભાગની એક ભાગ અંધારી. ત્રણ ભાગનો સ્કંધ (ગલતો) એકેક ભાગની બે પટ્ટીઓ (કંદ) ચાર ભાગની ઊંચાઈ ગ્રાસપટ્ટી. ¼ પા ભાગની ઉપર અંધારી કરવી. એ રીતે ચૌદ ભાગ ઊંચાઈનો કર્ણદર્દરિકાનો થર જાણવો. ૯ હવે તેના નીકાળા કહે છે. કણી સુશોભિત કરવી. ૧ ભાગ કામરૂપનો નીકાળો, ચીપ્પિકાનો બે ભાગ. કર્ણનો સવા ત્રણ ભાગનો અને સ્કંધ (ગલતા)નો નીકાળો પણ સવા ત્રણ ભાગનો જાણવો. તે પર એકેક ભાગ નીકળતી બે પટ્ટીઓ (કંદ) કરવા. એ રીતે કુલ સાડા અગિયારભાગનો કર્ણદર્દરિકાનો નીકાળો અને ઉદયમાન ૧૪ ભાગનુ જાણુવું.

કર્ણદર્દરિકા ઉપર રૂપકંઠ બાર ભાગ ઉદયનો કરવો. નીચે કામરૂપ એક ભાગનો—ચીપ્પિકા દોઢ ભાગની અરધા ભાગનો ધ્રુ (રૂપ નીચે પાટલી) તે ઉપર સાડા પાંચ ભાગમાં રૂપો કરવા તે ઉપર બંધક (રૂપ ઉપરની પટ્ટી) અરધા ભાગની તે પર ચીપ્પિકા પોણા ભાગની, ઘશિકા પોણા ભાગની. તે પર ફરી પોણા ભાગની ચીપ્પિકા કરવી. તેના કંદની પટ્ટી ¼ પા ભાગની અને ઉપર અંતરાળ (ઘશી) અરધા ભાગની રાખવી એ રીતે કુલ બાર ભાગની ઊંચાઈનો રૂપકંઠ જાણુવો. તેનો નીકાળો ત્રણ ભાગનો રાખવો.

આ રૂપકંઠના થરમાં ફરતા સોળ વિદ્યાધરોનાં સ્વરૂપો નીકળતા કરવા. તેની રૂપકંઠ જેટલી જાડાઈ અને તેનો નીકાળો તેના પ્રમાણુથી રાખવો. પહોળાઈ પણુ તેના પ્રમાણુથી રાખવી. વિદ્યાધરોનાં નીકળતાં રૂપો પર કામદેવનાં સુશોભિત રૂપો કરવાં કે ફરતી સુંદર સુરૂપ મનોહર એવી નૃત્યનાયિકા=દેવાંગનાનાં રૂપો ઊભાં કરવા. ૧૯

ઈશાન સામે મુખવાળી ધનુષબાણુ ધારણુ કરતી (મેનકાનું) રૂપ કરવું. એ રીતે વિધિથી કરવાથી સર્વ દોષનો પરિહાર થાય (૨૦) છ દર્શનના પ્રાસાદોમાં પણ તેમ કરવું. તેથી અન્ય બીજું કરવાથી યજમાનો હંમેશ માટે નર્કમાં જાય અને શિલ્પીના કુળનો

નાશ થાય. રાજ્ય ભંગ થાય કે રાજ્ય ભય ઊભો થાય. એ રીતે યજમાનનું શુભ ઇચ્છીને કાર્ય કરવું તેમાં અન્ય બીજો વિચાર ન કરવો. ૨૨

રૂપકંઠ ઉપર તેર ભાગ ઊંચાઈનો ગજતાલુ (કાચલા, ગવાળુ)નો થર કરવો. તેની ઊંચાઈનો ઘાટ યોગ્ય શોભામાન કરવો. તેમાં આંતર ભાગ કહું છું. એક ભાગ કામરૂપ, એક ભાગ ચિપ્પિકા લુમ કાચલા સાત ભાગના એક ભાગ કામરૂપ–એક ભાગ ચીપ્પિકા. દોઢ ભાગ ઊંચી કર્ણ (પાટ્ટિકા) અને અરધા ભાગ આંતરપત્ર (પથી) જાણાવી એ રીતે તેર ભાગ ગજતાલુની ઊંચાઇના જાણવા. તેમાં જરાય શંકા ન કરવી. ૨૫

હવે ગજતાલુના ઘાટના નીકાળા કહું છું. કામરૂપ અરધોભાગ નીકળતો ચીપ્પિકા બે ભાગ, ત્રણ ભાગ ગજતાલુ નીકાળે અને ચાર ભાગ–બીજો લુમનો નીકાળો બે ભાગ મણિબંધ અને બે ભાગ ચીપ્પિકાના નીકાળો એ રીતે કુલ સાડા તેર ભાગ ગજતાલુનો નીકાળો જાણવો.

બીજા ગજતાલુનો થર બાર ભાગનો કરવો. તેનો નીકાળો સાડાબાર ભાગનો રાખવો. ત્રીજા ગજતાલુના થર અગિયાર ભાગમાં ઊંચાઈનો અને સાડા અગ્યાર ભાગનો નીકાળો ત્રીજા થરનો શિલ્પીએ રાખવો. તે સર્વ કામનાનુ ફળ પ્રાપ્ત કરાવે છે. ૩૧

ગજતાલુના ત્રણ થર ઉપર સુશોભિત કોલ પુષ્પકંઠ અને છુરિકા સાથેનો કરવો. તેના આંતર ભાગ કહે છે.

નીચે કંદ (ધ્રૂ) અરધા ભાગનો. બીજો પણ અરધા ભાગનો. ચીપ્પિકા જેવો પુષ્પ-કંઠ–દોઢ ભાગની બે ભાગની, છુરિકા ત્રણ ભાગની, કામરૂપ સવા ભાગનો, ચીપ્પિકા પોણા બે ભાગની, પટ્ટિકા અરધા ભાગની ઉપર ઘશી રાખવી. એ રીતે દશ ભાગ કોલની જાડાઈના જાણવા. કોલ અંદર સાડાત્રણ ભાગનો ઘાટ ઊંડો કરવો. ૩૫

પદ્મશિલા અઢી અઢી ભાગના નીકળતા ટેકરા શોભાયમાન કરવા. ૩૬ તેમાં પદ્મ-પત્રોથી સિદ્ધ કરવી. બાકી લુમાઓ કરવી. પ્રથમ વ્રલિકા (ગોળવૃત્ત) ત્રણ ભાગ નીકળતી કરવી અને ઊંચાઇમાં બે ભાગ પદ્મ કેસર સાથે કરવું. બીજું પણ તેટલું જ કરવું ઊંચાઈ પ્રમાણે નીકાળો રાખવો. ત્રીજું ત્રણ ભાગ નીકળતું કરવું. ઊંચાઈ બે ભાગની કરવી. તેમાંથી ઓછું કે અધિક ન કરવું. ૩૯

ચોથું સાડાત્રણ ભાગ નીકળતું કરવું. પ્રથમ સોળ કોલ બીજો બાર કોલ. ત્રીજો આઠ કોલ, ચોથો ચાર કોલ. પાંચમો બે કોલ કહ્યા છે તે સર્વ સુશોભિતતા આપે છે થરની ઊંચાઈ અને નીકાળા દશ ભાગનો રાખવો. પાંચમો થર ઉદયના ભાગનો રાખવો. ૪૨

| ઉદય | નામ | નીકાળો | ઉદય | નામ | નીકાળો |
|---|---|---|---|---|---|
| ૧૪ | કર્ણદર્દરિકા | ૧૧ાા | ૧૦ | કોલ ૧ | ૧૦ |
| ૧૨ | રૂપકંઠા | ૭ | ૧૦ | કોલ ૨ | ૧૦ |
| ૧૩ | ગજતાલુ | ૧૩ાા | ૧૦ | કોલ ૩ | ૧૦ |
| ૧૨ | ગજતાલુ | ૧૨ાા | ૧૦ | કોલ ૪ | ૧૦ |
| ૧૧ | ગજતાલુ | ૧૧ાા | ૧૦ | કોલ ૫ | ૧૦ |

ઉદય જેટલો નીકાળો દશ ભાગનો પાંચ થરની સંખ્યાનો ઉદય રાખવો. ૪૩ એકસો અઠ્ઠાવીશ ભાગ સંખ્યા પૃથ્વી પર જેમ અષાઢનો મેઘ હોય તેવા મેઘના જેવો મેઘનાદ મંડપ, આકાશ, વિતાન કરવો. દેવોને પણ નીલવૃક્ષથી ઉત્પન્ન થયેલો એવો વિતાન દુર્લભ છે. ૪૬

ભાગ ૫૦ નિર્ગમ ભાગ ૫૮ એક ચક્રિદ્રઈ ભાગ ૧૧૮ નિર્ગમ ભાગ ૧૧૦ ઉચ્છ્ય.

ઈતિશ્રી વિશ્વકર્માકૃતે વાસ્તુશાસ્ત્રે વાસ્તુ વિદ્યાયાં કરોટક લક્ષણાધ્યાય ક્રમાંક ૯ પદ્મશ્રી સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શિલ્પવિશારદે કરેલ ભાષાનુવાદ



## ગ્રંથપૂર્તિ વિતાનના ભેદો

| નીચે ઉપર | | ક્યા દેવોને વલ્લભ |
|---|---|---|
| પદ્મક–નાભિચ્છંદ | પદ્મનાભ | બ્રહ્મા વિષ્ણુ પાર્વતી |
| સભાચ્છંદ્ર–પદ્મક | સભાપદ્મ | ગણનાથ |
| સભામાર્ગ–મંદારક | સભામંદારક | સૂર્ય વિતરાગ |
| પદ્મક–મંદારક પદ્માકૃતિ લલિત | કમલોદ્ભવ | સૂર્યદેવ |

વાસ્તુશાસ્ત્રમાં વિતાનના ચાર પ્રભેદ કહ્યા છે. ૧ શુદ્ધ ૨ સંઘાટ ૩ ભિન્ન ૪ ઉદ્ભિન્ન ૧ શુદ્ધચ્છંદનો ૧ મિશ્રકે ૨ સાંધારના, ૨ ભિશ્રકના, ૩ મિશ્રક અને

ઉદ્ભિન્નના ચાર મિશ્રક

| | પદ્મક | નાભિચ્છંદ | સભામાર્ગ | મંદારક |
|---|---|---|---|---|
| શુદ્ધ | ૬૪ | ૨૪ | ૧૬ | ૧૦ |
| સંઘાટ | ૩૬ | ૪૦ | ૩૬ | ૧૫ |
| ભિન્ન | ૨૦૦ | ૧૦૦ | ૪૮ | ૪૦ |
| ઉદ્ભિન્ન | ૨૦૦ | ૧૩૬ | ૧૦૦ | ૪૮ |
| | ૫૦૦ | ૩૦૦ | ૨૦૦ | ૧૧૩ |

કુલ ૧૧૧૩ ભેદ

**પદ્મ છંદોદ્ભવના આઠ પ્રકાર:**

૧ પદ્મક ૨ નિકાય ૩ અષ્ટપત્ર ૪ સુકર્ણક ૫ છત્ર ૬ નાગવીથી ૭ પુષ્પક ૮ ભ્રમરાલી
એ પ્રથમ આદ્ય ઉત્પત્તિના સૂત્રપાતથી ચિત્રિત
એ આઠ વિતાન ત્રિપુરાંત્રક શિવને કરવા.

૧ પદ્મક–

૨ નિકાય–ઘુમાના આગળ પંક્તિબદ્ધ પરિઘ પદ્મપત્રિકા કરવી.

૩ અષ્ટપત્ર–ગજતાલુ સ્થાને અર્ધચંદ્ર–કમલાષ્ટક દિશાવિદિશામાં આઠ પત્ર કરવા.

૪ છત્ર–આઠ કોણના મધ્યે પદ્મનો ભાગ લંબાવવો રંભા પુષ્પોદ્ભવની આગળ ૮ શ્રૃંગ.

૫ સુકર્ણિક–વચ્ચે છત્ર આઠ લૂમ શ્રૃંગને અંતે આઠ કર્ણિકા
ગોકર્ણ–ગાયના કાન જેવી આકૃતિના ખૂણે અશ્વ મદલ આકૃતિ

૬ નાગવિથિ–આઠ ખૂણે બાહ્ય શ્રૃંગે કર્ણિકા શ્રૃંગોના શોભણે અનેક નાગબંધ કર્ણના સ્થળે નાગભીતિ કોલની બહાર.

૭ પુષ્પક–ચતુષ્કોણ આઠ કોલ ફૂલ–પુષ્પક

૮ ભ્રમરાવલ્લી–આઠની બહાર સોળ પદ્માકૃતિ કરીને ભ્રમરાવલી.

(વિષ્ણુને) નાભિછંદોદ્ભવ વિતાન આઠ

૧ નાભ્ય ૨ નાભ્યોદ્ભવ ૩ શ્રીવત્સ ૪ માલાધર

૫ નંદાક્ષ ૬ સૂર્યોદ્ભવ ૭ ગરુડ ૮ વૈષ્ણવ–વિષ્ણુને

૧ નાભ્ય–ચોરસ ક્ષેત્રના ખૂણાથી શોભતા ચાર ભાગ કરવા. સોળ ભાગ કરવા. ખૂણાની રેખાના ત્રણ વિકર્ણના ત્રણ–મધ્યનું ચાર પદનું છત્ર તે મૂળ નાભિ બબ્બે ભાગની અર્ધચંદ્રાકૃતિ ચારે દિશાએ કરવા. તે નાભ્ય નામ–વિષ્ણુ ભગવાનને કરવા.

૨ નાભ્નોદ્ભય–એક ભાગ પરિપના બબ્બે ભાગમાં દિક્કોણ અને વિદિત્ર વચ્ચે તેનાથી અર્ધ.

૩ શ્રીવત્સ–ફરી ભાગ વધારવા. ચાર આઠ ભાગ વિકર્ણના સર્વસૂત્ર નાભ્યકર્ણને વ્યવસ્થિત.

૪ માલાધર–વિસ્તારમાં આઠ ભાગ અને લંબાઈમાં બાર ભાગ તેમાં વિતાન દિવ્ય ભૂષણ એમાં માલાધર.

સમતલમાં ખૂણાની બધી રેખા–પૂર્વાપર યુક્તિના યોગે વચ્ચે ચાર અંશ કરવા. નાભ્યેદ્ભવાકાર વચ્ચે એકેક પૂર્વાપરત તેવા રૂપ કૃત તથા ઉત્તર દક્ષિણ પડખાના અંગે બે–બે નાભ્ય ઉપર સમસ્ત બાહ્ય મુખના નાભ્યાદિ કરવા–ત્રણ પંક્તિમાં ઉર્ધ્વાક્ષીપ્તાંગ સીતાંન્ત સુલંખિત.

૫ નંદાક્ષ–બારમા ભાગમાં ખૂણાના સૂત્ર વિકર્ણસૂત્રાનાભ્ય ચોથાના સોળમા ભાગે નાભ્યોદ્ભવાકાર વચ્ચે સમતલમાં કરવા. ચાર ખૂણે ચચ્ચાર ચોથાના અર્ધમાં ચારે દિશામાં એક ગર્ભ મધ્યે દિવ્ય ભૂષણ કરવા. નવ નાભ્યોદ્ભવના તુંબિકા નચલંબિતા.

૬ સૂર્યોદ્ભવ–પૂર્વભાગાદિ સંખ્યા પૂર્વ માનથી કલ્પી પંચસૂત્રના વિકર્ણમાં એકેક તથા પરમુખાન્ય આઠ ઉપર વધે નાભ્યાકૃતિ કર્ણના ચાર.

૭ ગરુડ–સોળ ભાગના ક્ષેત્રમાં કર્ણે નાભ્ય ચોથા ભાગે કરવું. બહાર મધ્યમાં શ્રીવત્સ બાર કહ્યા છે.

૮ વૈષ્ણવ–વીસ ભાગ કરી મધ્યના ચારમાં શ્રીવત્સ કરવું. બાકીના બહાર પરિધમાં સોળ નાભ્યા કરવી.

(બ્રહ્માને) કમલોદ્‌ભવ આઠ વિતાન

૧ કચલ (કમ્બલ) ૨ કમલોદ્‌ભવ ૩ શીખાવર્ત મેઘોદર
૫ મહાપદ્મ ૬ મહાકાન્ત ૭ હંસ ૮ હંસપક્ષ

૧ કંમ્બલ—ચાર ભાગ કરી અષ્ટશ્રૃંગ, ત્રિછત્રક તેમાં અકેક શ્રૃંગમાં જુદા જુદા ત્રણ કોલ કોતરવા—પાછલા ભાગમાં ગજતાલુ કરવા. બાજુમાં કર્ણાયુક્ત કમ્બલ કરવા તે કમ્બલ

૨ કમલોદ્‌ભવ—તેની બહાર ફરી અષ્ટશ્રૃંગા પંક્તિબદ્ધ કરવા તેમાં ત્રણ કોલ કોતરવા હરિતનાલ કર્ણિકા કરવી.

૩ શંખાવર્ત—ફરતા કોલ શંખ આવૃત સૂત્ર કરતા શંખાવર્તના ક્રમે શ્રૃંગ ઓછાવતા શંખાવર્ત ક્રમે શ્રૃંગ કરવા.

૪ મેઘોદર—કમલોદ્‌ભવના બહાર બે મેઘમાલા તેમાં ગોળ ગજતાલુની આકૃતિના વલણમાં કુલમાં આઠ.

૫ મહાપદ્મ—મેઘોદરને તજીને આઠ શ્રૃંગ કુલમાં સોળ આદિ ત્રિકોણ કર્ણિકા છંદના અંતરે કરવી.

૬ મહાકાન્ત—સોળ ત્રિકોણાકાર પદ્માકાર કરવા. તેમાં તેના આગળ આઠ શ્રૃંગોની લલિત કળા

૭ હંસ—સોળ પદ્મ કોલમાં ચોવીસ......કરવા તે હંસ નામે વિતાન જાણવો.

૮ હંસપક્ષ—કોણ લંબિતના વચ્ચે અષ્ટશ્રૃંગ કરવા તે હંસપક્ષ

(સૂર્યને) મંદારકોદ્‌ભવ આઠ વિતાન

૧ વ્યોમ ૨ વ્યોમાર્ક ૩ કિરણ વ્યોમાક્ષ ૫ સર્વેસુંદર ૬ મેઘછંદ ૭ મહાબિમ્બ ૮ દીપ

૧ વ્યોમ અષ્ટકોલના છંદમાં વિચ્છિત્ર કણીકા સાથે કરવી.

૨ વ્યોમાર્ક—પરિધમાં બે ભાગ વધારીને ચાર ખૂણે વ્યોમાકૃતિ કરવી. ચારે અકેક લુમયની અગ્રે વ્યોમાદિ લંબિત.

૩ કિરણ—છ કોણના છંદ વિચ્છન્ન કણિકાયુક્ત કરવા. છ શ્રૃંગના રૂપે સપ્ત મંદારક.

૪ વ્યોમાક્ષ—આગળ કહેલ વ્યોમ વિતાનમાં બબ્બે ભાગ વધારવા. એમ વ્યોમના સોળ ભાગમાં એકેક અગ્રે.......કરવા.

૫ સર્વસુંદર—વ્યોમાર્ક વિતાનની બહાર આઠ, મંદારક તેર છ સાત.

૬ મેઘછંદ—નવ મંદરકના બહાર આઠ મંદારક કરવા તે સતર મંદારકને પદ્મછત્ર જાણવા.

૭ મહાબિમ્બ—સાત મંદારકની બહાર ફરી બાર મંદારક કરવાથી તેમ ઓગણીસ મંદારકનો મહાબિમ્બ જાણવું.

૮ દીપ—નવ મંદારકની બહાર ફરી સોળ મંદારક કરતાં પચ્ચીસ મંદારકને દીપ વિતાન જાણવા.

### દેવી-પાર્વતી ચંડિકાને આઠ પદ્મનાભો નામના વિતાન

૧ પદ્મનાભ ૨ સુગંભીર ૩ સિંહકર્ણ ૪ પતાકિન
૫ ઘંટાનાદ ૬ મહાનાદ ૭ તિલક ૮ સર્વસુંદર

ગણુનાથને આઠ :
૧ સભાપદ્મ ૨ કુંજર ૩ મેઘરાજ્ય ૪ મેઘોદ્‌ભવ ૫ હર્ષ ૬ મેઘોદય (મોદક) ૭ શાન્ત ૮ વિજય

વિતરાગને–૧ સભામંદારક ૨ રમ્ય ૩ હર્ષ ૪ વસંતોદ્‌ભવ ૫ વસંતતિલક ૬ સૌન્ય ૭ વિચિત્ર ૮ ચુડામણિ

સર્વદેવને–૧ કમલોદ્‌ભવ ૨ રમ્ય ૩ વિચિત્ર ૪ ચિત્રકર્મક ૫ તારાગણુ વૃદ્ધિરામ ૭ સુચ્છત્ર ૮ વિમાન

એ રીતે સર્વદેવોને એ પ્રકારના વિતાન કરવા.

### નવલુમ્બા

| લુમ્બી નામ | કૃતિ | |
|---|---|---|
| ૧ તુંમ્બીની | ક્ષીપ્ત | પદ્મપત્રયુક્ત |
| ૨ લંમ્બીની | ઉક્ષિપ્ત | એકકોલ |
| ૩ હેલા | સમતલ | દ્વીકોલ |
| ૪ શાન્તા | ગજતાલવૃત | ત્રિકોલ |
| ૫ મનોહરા | ગજહોષ્ઠમાના | ચતુકોલ |
| ૬ ગાંધારી | વિદ્યાધરયુક્ત | પંચકોલ |
| ૭ હસ્તિજીવહા | લંબીની | એકતાલુકા |
| ૮ નાગાંન્ગા | ક્ષિપ્તઉક્ષિપ્ત | દ્વિગજતાલુકા |
| ૯ પુષ્પાવતી | મંદારક | ત્રિગજંતાલુકા દંષ્ટ્રા અને વિદ્યાધર |

ઇતિશ્રી વિશ્વકર્માએ કહેલ વાસ્તુવિદ્યાશાસ્ત્રે વિતાન કરોટક અધ્યાય ૯ પદ્મશ્રી સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શિલ્પ વિશારદે કરેલ ભાષાન્તર ક્રમાંક અધ્યાય. ૯



ફુટનોટ :

વિતાન કરોટક

ગૂઢ, ક્રીડ, નૃત્ય અને પ્રાગ્રીવાદિ સર્વ પ્રકારના મંડપોની અંદર ઉપર વિતાન (ઘુંમટ) કરવા સર્વ વિતાનનાં લક્ષણોની ઉત્પત્તિ–ઢાંકણ–સમ–તલ છાંતીયા ઢાંકવાની પ્રથાથી શરૂ થાય છે. વિતાન–(ઘુંમટો) વિચિત્ર પ્રકારના અનેક છે. તેની આદ્ય ઉત્પત્તિ છાતિયાના ઢાંકણથી સર્વ વિતાનનાં લક્ષણો જાણવા વિતાન અનેક પ્રકારના ચિત્રવિચિત્ર થાય. તેમાં મુખ્ય ભેદો કહ્યા છે. ક્ષિપ્ત ન્યુક્ષિપ્ત (ચડતા અને ઊતરતા થરોવાળા) ૨ સમતલ (સિદ્ધા છાતિયાં સાદાકિ નકસી રૂપવાળા) ૩ ઉદિતાની–કોલ ગવાલુ ગજતાલુ એક પર બીજા ઊંચા પડતા થરોનો વિતાન ઘુંમટ એમ જુદા જુદા પ્રકારના છંદના અગિયારસોને તેરની સંખ્યાના વિવિધ વિતાનો અનેક પ્રકારની લૂમોવાળા કહ્યા છે. ૩

૧ શુદ્ધ સંઘાટ સમતલ છાતિયા ૨ મિશ્ર સંઘાટ ઊંચાનીચા થરવાળા ૩ ક્ષિપ્ત લટકતા થરોવાળા ૪ ઉત્ક્ષિપ્ત ઊંચા થરોવાળા એમ ચાર પ્રકારના વિતાનના ભેદ જાણવા.

૧ પદ્મક ૨ નાભિચ્છંદ સંગાટ–ભિન્ન અને ઉદ્દભિન્ન એમ ચાર ભેદો પ્રત્યેકના કહ્યા છે. એક જાતની આકૃતિવાળી શુદ્ધ બે જાતની આકૃતિવાળી મિશ્રક, ત્રણ જાતની આકૃતિવાળા ભિષક અને ચાર જાતની આકૃતિવાળા ઉદ્દભિન્ન નામના વિતાન જાણવા–પદ્મનાભ–સભાપદ્મ–સભામંદારક અને કમલોદ્દભવ એ ચાર ભિન્ન જાતિના જાણવા. ૩૫ ઇતિકરોટક–વિતાન.





પાલીતાણા આગમ મંદિરનું પ્રવેશ દ્વાર

(સ્થપતિ પ્રભાશંકર ઓ. સોમપુરા શિલ્પવિશારદ)



બીજી શતાબ્દીનું સાંચી સ્તૂપનું તોરણ



મોઢેરા સૂર્યમંદિરનો મંડપ દશમી સદી

# अथ श्री विश्वकर्माकृताया वास्तुशास्त्रे वास्तुविद्या संवरणाधिकारे

## क्रमांक अ–१०

अतऊर्ध्वं प्रवक्ष्यामि संवर्णा च यथा भवेत् ।
उदयेन समायुक्ता भाग सङ्ख्या च संयुता ॥१॥
अर्धोदयं च यत्प्रोक्तं वामनं उदयं भवेत् ।
कृते चैव भवेच्छान्तिः सर्वयज्ञफलं लभेत् ॥२॥
अर्धोदयं च नवधाः द्वाभागौ परिवर्जयेत् ।
अनन्तं उदयं नामः सर्व लोके सुखावहम् ॥३॥
अधोदयं च नवधाः त्रिणी भागानिसंत्यजेत् ।
वाराहं उदयं नाम अनन्तं फल दायकम् ॥४॥
उदये च समाख्याता अनन्तं फलदायिका ।
तस्मिन् देशे भवेच्छान्ति क्षेमारोग्यं प्रजायते ॥५॥
उदयंहीना चये केचित् क्रियंते मण्डपाशुचि ।
तत्र मारीमहाव्याधि राष्टभङ्ग भयं भवेत् ॥६॥
दुर्भिक्षं चाति रौद्रं च राज्ञो च म्रियते तथा ।
( यजमानं निःष्कुलं यांति ? ) शिल्पिनो म्रियते ध्रुवम् ॥७॥
अेक हस्तादितः कृत्वा यावतः सप्त षष्टि वत् ।
तावंतश्चतुरो वृद्धिः घण्टिका परिकीर्तिता ॥८॥
घण्टानां च विभागेन तलोदय समन्वितम् ।
विविधा मण्डपैश्चैव संवर्णा उर्ध्वं संयुता ॥९॥
अेक हस्ते द्वि हस्ते च प्रासादेमण्डपं शुभम् ।
पञ्च घण्टिका संयुक्तं मण्डपं सर्वकामदम् ॥१०॥
त्रि हस्तेन नव घण्टा च चतुर्हस्ते त्रयोदशः ।
दशसप्त घण्टिकैर्युक्तं पञ्च हस्ते प्रकीर्तितम् ॥११॥
अेकविंशत् समायुक्तं घण्टिका मण्डपंशुभम् ।
प्रासादे षट्हस्तेन सर्वशोभासमन्विते ॥१२॥

सप्त हस्ते तु प्रासादे घण्टिका पञ्चविंशति ।
मण्डपं कार्येत् प्राज्ञः गजसिंहसमन्वितम् ॥१३॥
वसु हस्तेन कर्तव्या घण्टिका उन्त्रिंशतिः ।
नव हस्ते तथा प्रोक्तं दश हस्ते तथैव च ॥१४॥
त्रयत्रिंशत्समायुक्तं सार्ध पाद समन्वितम् ।
कलश सिंहसमो पेता तथा गरुड समन्विता ॥१५॥
सप्तत्रिंशत्समायुक्तं घण्टिकाया: समन्वितम् ।
अेकादशा दितकृत्वा यावत् षोडशहस्तकम् ॥१६॥
हस्ते सप्तत्रिंशो मेते यावत् जिनहस्तकम् ।
घण्टिका च प्रकर्तव्या चत्वारिंशेक संयुता ॥१७॥
पंचविंशति संयुक्ता प्रासादे सर्व कामदे ।
तावश्चैव प्रकर्तव्यं ज्ञातव्यं त्रिंशहस्तकम् ॥१८॥

पंचचत्वारिंशेघंटा मंडपा सुशोभना

अेकत्रिंशति हस्ते तु यावत् षट्त्रिंशतिः ।
घण्टिकानां प्रकर्तव्या उनपञ्चाश संयुता ॥१९॥
सप्तत्रिंशोदितः कृत्वा यावत् पञ्चाश हस्तकम् ।
घण्टिकानां प्रकर्तव्यं शतमेकोत्तरीयुतम् ॥२०॥
अेकपञ्चादितः कृत्वा ज्ञातव्यं सप्तषष्टीय ।
घण्टिकानां प्रकर्तव्यो शतमेकोनत्रिंशक ॥२१॥
अेवं संवरणा कार्या गजसिंहसमन्विता ।
रथिकातिलकयुताघण्टिकास्कन्धपट्टिका ॥२२॥
मूलकूटक संयुक्ता तवंङ्ग (छाद्य) संयुता ।
कूटकौ बहुसंपन्ना कार्या संवरणा शुभा ॥२३॥
चतुरस्त्रीकृते क्षेत्रे अष्टभाग विभाजिते ।
भागौ द्वौ रथिका कार्या चतुर्दिक्षु व्यवस्थिता ॥२४॥
द्वौ भागौ (कर्णकंचैव?) घण्टिका च द्विभागिका ।
कूटं भागोन कर्तव्यं चतुर्दिक्षु व्यवस्थितम् ॥२५॥
द्विभागा घण्टिका कार्या सर्वशोभासमन्विता ।
मूलघण्टा चतुर्भागा (द्वि?) भागै कलशं भवेत् ॥२६॥

उदयं च प्रवक्ष्यामि भागाश्चत्वारिमेवच ।
रथिकातिलकंकूटं भागमेकेन कारयेत् ॥२७॥
सार्धपादा तथा घण्टा मूलघण्टा तथैव च ।
भाग भाग च कर्तव्यं उदये परिकीर्तितः ॥२८॥
मूलघण्टा च पादोना स्कन्धं पट्टं च शोभनम् ।
मूलघण्टा त्रिधा कृत्वा विभजेय यथाक्रमम् ॥२९॥
अन्तरपत्रं पदं चैव कर्णं चैव तथैव च ।
भागमेकेन कर्तव्यं स्कन्धं चै भागमेव च ॥३०॥
वसिकामलसारिच तथा चैव तु कर्तरि ।
भागमेकेन (च?) कार्या अेवं घण्टा विवर्तना ॥३१॥
पञ्चघण्ठा मया प्रोक्ता संवरणा सुशोभना ।
द्वादशैव ततःकार्या घण्टिका च समन्विता ॥३२॥

## संवरणा नामानि

अथ नामानि वक्ष्यामि संवरणा यथास्थिता ।
पद्मिनी पञ्चघण्टा च नवघण्टा च नंदिनी ॥३३॥
त्रयोदश घण्टिकोपेता कमला परिकीर्तिता ।
सप्तदश घण्टिकोपेता हंसिनी परिकीर्तिता ॥३४॥
सुनन्दा चैकविंशत्या नलिनी पञ्चविंशतीः ।
नन्दा चैकोनत्रिंशत्या त्रयस्त्रिंश यशोवती ॥३५॥
सप्तत्रिंश विशालाक्षी वण्टिका परिकीर्तिता ।
कीर्तिसंवर्द्धनी नोम चत्वारिंशेक संयुता ॥३६॥
पञ्चत्वारिंश देवश्च वा पदा परिकीर्तिता ।
उनपंचाशद्युक्ता गजवर्द्धनिका शुभा ॥३७॥
सिंहालिका तथा प्रोक्ता त्रिपंचाश च घण्टिका ।
सप्तपंचाशद्युक्ता श्रीधरी प्रविकीर्तिता ॥३८॥
अेकषष्टं गंधलता पंचषष्टं तु मालिका ।
विशाल नवषष्टं तु घण्टिका प्रविधीयते ॥३९॥
त्रिकूटा त्रिसप्तति घण्टिकाः क्रियते पुनः ।
दलदा सप्त सप्तायां घण्टिकासुविधीयते ॥४०॥

અઢારમી શતાબ્દી પછીની સાદી શામરણ તળદર્શન



१८ वीं शताब्दी से वर्तमान कालमें संवर्णा शैली. ९ प्रभाशंकर ओ. स्थपति. ६

સામરણ સન્મુખદર્શન

મંડપ અંદરથી કોલગવાલુકાથી શોભતો વિતાન કરેલ હોય છે તેની ઉપર શામરણના બદલે ચૂનાથી ગોળ ઘુંમટ જેવું અનીયસીન કરી ઉપર આમલસારો મૂકી શિખરના શુકનાશ મેળવે છે.

સંવરણાના પ્રત્યેક થર–છાદકી–કૂટ અને ઘંટા ચડાવવા–મધ્ય ભદ્રની પંક્તિને ઉરુ ઘંટા કહે છે અને સર્વોપરીને મૂલ ઘંટા કહે છે તે પર કળશ સ્થાપન થાય.

अेकाशिती घण्टिकानां तु पुष्पशिखा प्रशस्यते ।
तारावली तु पंचाशी घण्टिका परिकीर्तिता ॥४१॥
नावांस्री घण्टिकायुक्ता पूर्णोदरी प्रशस्यते ।
त्रिनवत्यांश्चित्रकूटानां घण्टांकूटस्यपूजयेत् ॥४२॥
माहेन्द्री सप्तनवत्या च घण्टा गवाक्ष क्रियते ।
शतेनैकोत्तराणां तु गौरी घण्टा प्रकीर्तिता ॥४३॥
शतपंचोत्तरी घण्टा चन्द्रास्यानामनामतः ।
नवधिकं शतं कार्यं पंचमुखी प्रकीर्तिता ॥४४॥
कीर्तिसंजीवनी नाम घण्टा त्रयोदशं शतम् ।
कृपालसिंह सम्भूता शतं सप्तदशाधिकाम् ॥४५॥
गवाक्षं तत्र सम्भूतं कूटाकारं तु शोभनम् ।
शतमेकोनविंशत्या कर्तव्यं मृगसुन्दरम् ॥४६॥
शतं विंशाधिका पंच वैज्यंती घण्टामेव च (भवेत्) ।
शतमेकोन त्रिंशत्या राजवर्द्धनिका शुभा ॥४७॥
यशः कीर्तिं बलं देयं राज्ञानां दर्द्धते मुदा ।

\+ + + + + + + ॥४८॥

इति विश्वकर्मा कृताया वास्तुविद्याया वास्तुशास्त्रे संवरणाधिकार अध्याय क्रमांक १०



## श्री विश्वकर्माकृते वास्तुविद्याया वास्तुशास्त्रे संवरणाधिकार क्रमांक अ. १०

૧ હવે હું મંડપ પરની સંવરણા યથા વિધિ કહું છું. તેનો ઉદય અને ભાગ સંખ્યા સાથે કહું છું. પહોળાઈના માનથી અર્ધ ઊંચાઈ સંવરણાની કહી છે. તે સર્વ કામનાનું ફળ આપનાર "વાચન" નામે સંવરણા જાણવી.

૨ અર્ધ ઉદયના નવ ભાગ કરી બે ભાગ ઓછા કરવાથી સર્વ સુખને દેનારી એવી "અનંત" ઉદય નામની સંવરણા જાણવી.

૩ અર્ધ ઉદયના નવ ભાગ કરી ત્રણ ભાગ તજી દેવાથી "વરાહ" નામની અનંત ફળને દેનારી જાણવી.

કહેલા ઉદયહીન. જેટલું હીન કરવાથી દેશમાં શાંતિ ક્ષેમ અને આરોગ્ય પ્રજાને પ્રાપ્ત થાય છે. તેથી ઉદયહીન કરવાથી પ્રજામાં મહામારી ને મહાવ્યાધિ રોગ. રાષ્ટ્ર ભંગનો ભય. દુકાળ રૌદ્ર પડે. યજમાન નિષ્ફળ નીર્વંશ જાય. શિલ્પીનો પણ નાશ થાય. ૭

એક હાથથી સડસઠ ૬૭ હાથ સુધીને પ્રત્યેક હાથે ચરચાર ઘંટાની વૃદ્ધિ કરતા જવું, ઘંટાની સંખ્યાયે તળના ઉદયવિભાગ થાય તે પરથી જુદા જુદા મંડપો ઉપર સંવરણા થાય. એક અને બે હાથના પ્રાસાદના મંડપને સર્વ કામનાને દેનાર પાંચ ઘંટાની સંવરણા કરવી. ત્રણ હાથના પ્રાસાદને નવ ઘંટા કરવી. ચાર હાથના મંડપને તેર ઘંટીકા કરવી. પાંચ હાથના ને સત્તર ઘંટીકાની સંવરણા કરવી. છ હાથના મંડપને એકવીશ ઘંટાની. સાતહાથના મંડપને પચ્ચીશ ઘંટાની શાચરણ કરવી. ડાહ્યા શિલ્પીએ મંડપને ગજ અને સિંહોથી અલંકૃત કરવી. આઠ હાથના મંડપને ઓગણીશ ઘંટાની સંવરણા કરવી. નવ અને દશ હાથના મંડપને તેત્રીશ ઘંટાની. (સંવરણા કર)વી કળશ, સિંહ. ગરુડ આદિ બેસારવા. અગિયારથી સોળ હાથના મંડપને સાડાત્રીસ ઘંટાની. સત્તરથી ચોવીશ હાથના પ્રસાદને એકતાલીશ ઘંટા. પચ્ચીસથી ત્રીસ હાથના પ્રાસાદને પીસ્તાલીશ ઘંટા. એકત્રીશથી છત્રીશ હાથના મંડપને ઓગણપચાસ ઘંટાની સંવરણા કરવી. સાડત્રીથી પચાસ હાથના મંડપને એકસો એક હાથની સંવરણા કરવી. એકાવનથી સડસઠ ૬૭ સુધીના મંડપને એકસો એકત્રીશ ઘંટાની સંવરણા કરવી. (૨૧)

એવી સંવરણા સિંહ અને હાથીઓના રૂપથી અલંકૃત કરવી. રથિકા તિલક યુક્ત. ઘંટિકા સ્કંધ પટ્ટિકાવાળી કરવી. મૂળ કૂટ સાથે તવંગ છાજલી સાથે કરવી. પ્રત્યેક ઘંટાને ચાર ખૂણે ચાર કૂટ કરવા એવી શોભતી સંવરણા કરવી.

મંડપના ચોરસ ક્ષેત્રના આઠ ભાગ કરવા. મધ્યની રથિકા બે ભાગની કરવી (ચાર ભાગની કર્ણરેખા). એમ ચારે દિશાએ વ્યવસ્થા કરવી.

કોણ પર બે ભાગની ઘંટિકા કરી. તેના ખૂણા નીચે એકેક ભાગનો કૂટ કરવો

(કૂટની નીચે છાજલીને કૂટના થરે ઉદ્દ્ગમ કરવો). ચાર ખૂણા પર કૂટયુક્ત ઘંટિકા શોભા યુક્ત કરવી. મધ્યમાં મૂળ ઘંટા (ચાર ખૂણે કૂટ સાથે) ચાર ભાગની કરવી અને એક ભાગનો કળશ કરવો.

હવે પંચ ઘંટાની સંવરણાના ઉદય વિભાગ કહું છું. ચાર ભાગ ઊંચી સંવરણામાં રથિકાતિલકને કૂટ એક ભાગનો, દોઢ ભાગની ઘંટા અને દોઢ ભાગની ઊંચી મૂળ ઘંટા કરવી. એક ભાગનો ઉદય (ઊંચાઈ) રાખવો. મૂળ ઘંટાના પોણા ભાગે સ્કંધ પટ્ટીશ શોભતો કરવો. મૂળ ઘંટા ત્રણ ભાગ (ઘંટિકા સાથે) કરવી. એ રીતે યથા કયે વિભાગ જાણવા. ઘંટિકા બે ભાગ પહોળી અને એક ભાગ ઊંચી કરવી. તેના પેટા વિભાગ કહે છે. અંતરપત્ર અને કર્ણ. એક ભાગ સ્કંધ (ગલતો ઘશી ગોળો મામલ સારી) ચાંચ. કર્તરી એવા ઘંટાના વિભાગ જાણવા

પાંચ ઘંટાની સુશોભિત સંવરણા. (વીશ કૂટ યુક્ત)ની છંટા કરવી.

હવે સંવરણાનાં નામો કહું છું પાંચ ઘંટાની સંવરણા પદ્મિની નામ. નવ ઘંટાનું નંદિની. તેર ઘંટા કમલા, સત્તર ઘંટાને હંસિની, એકવીશ ઘંટાને સુનંદા, પચ્ચીશ ઘંટાને નલિની, ઓગણીશ ઘંટાને નંદા, તેત્રીશ ઘંટાને યશોવતી એવી વિધિ પ્રમાણે સંવરણા. યશ, કીર્તિ, બળને આપે છે અને રાજ્યની હંમેશ વૃદ્ધિ થાય છે ૪૭

| સાડાત્રીશ ઘંટા વિશાલાય | એકતાલીશ ઘંટા કીર્તિસંવધી | પીસ્તાલીશ ઘંટાનો દેવ શ્રયા | ઓગણપચાશઘંટાનો ગજવર્ધતીકા |
|---|---|---|---|
| ૫૩ ઘંટા સિંહાલિકા | ૫૭ ઘંટા શ્રીધરી | ૬૧ ઘંટા ગંધકલા | ૬૫ ઘંટા માલિકા |
| ૬૯ ઘંટા વૈશાલી | ૭૩ ઘંટા ત્રિકૂટા | ૭૭ ઘંટા દલદા | ૮૧ ઘંટિકા પુષ્પશીખા |
| ૮૫ ઘંટા તારાવલી | ૮૯ ઘંટા પૂર્ણેદરી | ૯૩ ઘંટા ચિત્રકૂટ | ૯૭ ઘંટા માહેંદ્રી |
| ૧૦૧ ઘંટા ગૌરી | ૧૦૫ ઘંટા ચંદ્રસ્તદા | ૧૦૯ ઘંટા પંચમુખી | ૧૧૩ ઘંટા કીર્તિમુખી |
| ૧૧૭ ઘંટા મૃણાલસિંહ | ૧૨૧ ઘંટા મૃગસુંદરી | ૧૨૫ ઘંટા ગૈજયંતી | ૧૨૯ ઘંટારાજવર્ધિની |

અહીં આપેલાં નામો અપરાજીત પૃચ્છા અને દીયાર્ણવ ગ્રંથમાં ભિન્ન છે પચ્ચીશ છે જ્ઞાતરત્ન કોશમાં બત્રીશ સંવરણા કહી છે.

## ईतिश्री विश्वकर्मा कृताया वास्तुविद्याया संवरणाधिकार क्रमांक अ. १०

પદ્મશ્રી સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શિલ્પવિશારદે કરેલ ભાષાટીકાનો ક્રમાક અ ૧૦

## સંવરણા ( જ્ઞાનરત્નકોશ )

૧ વામન–સંવરણાની પહોળાઈથી અર્ધ ઉદય હોય તે વામન નામ

૨ અનંત–સંવરણાની પહોળાઈના અર્ધના નવ ભાગ કરી તેમાં બે ભાગ અધિક કરી ઉદય કરવો તે અનંત

૩ વારાહી–સંવરણાની પહોળાઈના અર્ધ ભાગ નીચે ઊંચાઈ કરી તેનો ત્રીજો ભાગ અધિક કરવાથી જે ઉદયમાન તે વારાહી.

ઇતિ ત્રિવિધોદય સંવરણામાન

### બત્રીસ સંવરણા નામ અને ઘંટા સંખ્યા

| ક્રમ | નામ | ઘંટા | ક્રમ | નામ | ઘંટા | ક્રમ | નામ | ઘંટા |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | પદ્મિની | ૫ | ૧૨ | ગજવર્દ્ધની | ૪૯ | ૨૩ | ચિત્રકૂટા | ૯૩ |
| ૨ | મંદિની | ૯ | ૧૩ | સંચલિકા | ૫૩ | ૨૪ | માહેંદી | ૯૭ |
| ૩ | કમલા | ૧૩ | ૧૪ | શ્રીધરી | ૫૭ | ૨૫ | ગૌરી | ૧૦૧ |
| ૪ | હંસિની | ૧૭ | ૧૫ | ગંધમાલા | ૬૧ | ૨૬ | ચંદ્રાસારા | ૧૦૫ |
| ૫ | સુનંદા | ૨૧ | ૧૬ | માલિકા | ૬૫ | ૨૭ | પંચમુખી | ૧૦૯ |
| ૬ | નલિની | ૨૫ | ૧૭ | વંગારી | ૬૯ | ૨૮ | કીર્તિસંજીવી | ૧૧૩ |
| ૭ | નંદા | ૨૯ | ૧૮ | ત્રિકૂટ | ૭૩ | ૨૯ | મૃણાલી | ૧૧૭ |
| ૮ | યશોવતી | ૩૩ | ૧૯ | દલદા | ૭૭ | ૩૦ | મૃગસુંદરી | ૧૨૧ |
| ૯ | વિશાલાક્ષી | ૩૭ | ૨૦ | પુષ્પશિખા | ૮૧ | ૩૧ | વૈજયંતી | ૧૨૫ |
| ૧૦ | કીર્તિસંવરણા | ૪૧ | ૨૧ | તારાવતી | ૮૫ | ૩૨ | રાજવર્દ્ધની | ૧૨૧ |
| ૧૧ | દેવશ્રયા | ૪૫ | ૨૨ | પૂર્ણોદ્ધર | ૮૯ | | | |

ઇતિ જ્ઞાનરત્નકોશે દ્વાત્રિંશ સંવરણા નામ ઘંટા સંખ્યા આપી છે. અપરાજિત દીપાર્ણવ શિલ્પ ગ્રંથોનાં અહીં દર્શાવ્યા પ્રમાણે પચ્ચીસ શામરણનાં ૨૫ નામો જુદાં કહ્યાં છે.

ગજ અને મંડપ ઘંટા પ્રમાણ

૧ ગજ ને ૨ ના મંડપને–પાંચ ઘટાની સંવરણા કરવી.

૩ ગજ મંડપને–નવ ઘંટાની

૪ ગજના મંડપને–તેર ઘંટાની

૫ ગજના મંડપને–સત્તર ઘંટાની

૬ ગજના મંડપને–એકવીસ ઘંટાની

૭ ગજના મંડપને–પચ્ચીસ ઘંટાની

૮ ગજના મંડપને ઓગણત્રીસ ઘંટાની

૯ થી ૧૦ ગજના મંડપને–તેત્રીસ ઘંટાની

૧૧ થી ૧૬ ગજના મંડપને સાડત્રીસ ઘંટાની

ફાસનાકાર શૈલી




૧ છજા પરનો પહાર ૨ ખૂણા પરની શિખરી જેવી કર્ણ ફાસના, ૩ છાજલીઓના થરોને ભૂમિજ, છાજલીના થરોને ઓરિસ્સામાં (પીડા) શિલ્પીઓ કહે છે. ૪ મધ્યમાં ઉદ્દગમ (દોઢીયો)ને ચંદ્રશાલિકા, ૫ ઉદ્દગમ દોઢીયાના ઉપર સિંહ બેસાડવાના સ્થાનને સિંહ કર્ણ કહે છે ૬ ઉપર ઘંટા સર્વોપરી ૭ કળશ

૧૭ થી ૨૪ ગજના મંડપને—એકતાલીશ ઘંટાની

૨૫ થી ૩૦ ગજમંડપને—ત્યોંતેર ઘંટા

૩૧ થી ૩૬ ગજના મંડપને—એકસો એક ઘંટાની

૩૭ થી ૫૦ ગજના મંડપને—એકસો ઓગણત્રીશ ઘંટાની સંવરણા કરવી તેમ જ્ઞાનકોશમાં કહ્યું છે.



જંઘા ઉદ્ગમયુક્ત ફાસનાકાર શૈલી

અપરાજિત સૂત્ર અને દીપાર્ણવ શિલ્પગ્રંથોમાં પચ્ચીશ સંવરણાના નામ વિભક્તિ ઘંટાદિ ક્રમેથી નીમ્ન કહ્યા છે.

| ક્રમ | નામ | વિભક્તિ | ઘંટા |
|---|---|---|---|
| ૧ | પુષ્પિકા | ૮ | ૫ |
| ૨ | નંદિની | ૧૨ | ૯ |
| ૩ | દશાક્ષા | ૧૬ | ૧૩ |
| ૪ | દેવ સુંદરી | ૨૦ | ૧૭ |
| ૫ | કુલતિલક | ૨૪ | ૨૧ |
| ૬ | રમ્યા | ૨૮ | ૨૫ |
| ૭ | ઉદ્‌ભિન્ના | ૩૨ | ૨૯ |
| ૮ | નારાયણી | ૩૬ | ૩૩ |
| ૯ | નલિકા | ૪૦ | ૩૭ |
| ૧૦ | ચંપકા | ૪૪ | ૪૧ |
| ૧૧ | પદ્મા | ૪૮ | ૪૫ |
| ૧૨ | સમુદ્‌ભવા | ૫૨ | ૪૯ |
| ૧૩ | ત્રિદશા | ૫૬ | ૫૩ |
| ૧૪ | દેવ ગાંધારી | ૬૦ | ૫૭ |
| ૧૫ | રત્નગર્ભા | ૬૪ | ૬૧ |
| ૧૬ | ચૂડામણી | ૬૮ | ૬૫ |
| ૧૭ | હેમરત્ના | ૭૨ | ૬૯ |
| ૧૮ | ચિત્રકૂટા | ૭૬ | ૭૩ |
| ૧૯ | હિમા | ૮૦ | ૭૭ |
| ૨૦ | ગંધમાદવી | ૮૪ | ૮૧ |
| ૨૧ | મંદરા | ૮૮ | ૮૫ |
| ૨૨ | મંદિની | ૯૨ | ૮૯ |
| ૨૩ | કૈલાસા | ૯૬ | ૯૩ |
| ૨૪ | રત્નસભવા | ૧૦૧ | ૯૭ |
| ૨૫ | મેરૂકૂટ | ૧૦૪ | ૧૦૧ |




पुष्पिका नाम संवर्णा (१) घण्टिका ५, कूट १६, सिंह ८, मंडल ८.

प्रभाशंकर ओ. स्थपति.

પ્રાચીન શૈલીની સંવરણા સન્મુખદર્શન

ફુટનોટ :

અહીં પચીસ નામો સંવરણાના આપેલા તે જ્ઞાન રત્નકોશના જુદાં બત્રીસમી રાજ્યવર્ધીમી નામે સંવરણાને ૧૨૯ ઘંટા કહી છે. રત્નકોશમાં એક કે બે હાથની દેરીને પાંચ ઘંટીકાની શામરણુ કરવી. ત્રણ હાથના ને નવ ઘંટિકાની એમ ૧૭ થી ૩૦ હાથના ને ૪૧ ઘંટિકાની સંવરણા કરવી તેમ કહ્યું.

દીપાર્ણવ ગ્રંથમાં–પચીસે શામરણનાં નામો આપેલાં છે. તેની તલવિભક્તિ આઠથી ૧૦૫ ભાગ પચીસમી શામરણને કહ્યા છે. ઘંટીકા ચારથી એકસો એક ઘંટીકા કહી છે. ફૂટની સંખ્યા એકેક ઘંટીકાને ચચ્ચાર ફૂટ કરવા એટલે પચીસમી શામરણને ચારસો ને ચાર ફૂટ થાય. તેમાં જેટલી વિભક્તિ તેટલા સિંહની સંખ્યા કહી છે પચીસમી શામરણને ૧૦૪ સિંહો ભદ્રે મુકવા. અહીં મંડપ પર સંવરણા કરવાનું કહ્યું છે પરંતુ કોઈ સ્થળે મૂળ ગર્ભગૃહ પર સંવરણા કરે છે. ગર્ભગૃહ પર શીખર હોય ત્યારે મંડપ પર સંવરણા શોભે છે.

ઘંટા શબ્દનો અર્થ સંવરણામાં ઘંટા કહી છે તે જ પ્રકારની હોય પરંતુ શીખર પર તો આમલસારો જ મુકાય. જો ગર્ભગૃહ પર સંવરણા કરવામાં આવે તો ઘંટાને સ્થાને આમલસારો જ ચડાવવો પડે કારણ કે ધ્વજા દંડ આમલસારામાં બરાબર બંધ બેસે.

બસોએક વર્ષથી સંવરણા ચડાવવામાં પરિવર્તન આવેલ છે. જૂની પ્રથામાં પ્રત્યેક થરે છાજલી ઉદ્‌ગમને ફૂટ ઘંટા ચડાવવાની રીત છે. જ્યારે વર્તમાનમાં સીધા ઘંટા પર ઘંટા ચડાવવાની સહેલી પ્રથા થઈ ગઈ છે. જો કે તે શાસ્ત્રીય ન કહેવાય કેટલા જૂના કામોમાં

### અઢારમી શતાબ્દી પછીની સાદીશામરણ તળદર્શન

મંડપ અંદરથી કોલગવાલુકાથી શોભતો વિતાન કરેલ હોય છે તેની ઉપર શામરણના બદલે ચૂનાથી ગોળ ઘુંમટ જેવું અનીવસીન કરી ઉપર અમલસારો મૂકી શીખર શુકનાશ મેળવે છે.

સંવરણાના પ્રત્યેક થર–છાવકી–ફૂટ અને ઘંટા ચડાવવા–મધ્ય ભદ્રની પંક્તિને ઉરુ ઘંટા કહે છે અને સર્વોપરિને મૂલ ઘંટા કહે છે. તે પર કળશ સ્થાપન થાય.



## अथ श्री विश्वकर्मांकृताया जयपृच्छायां वास्तुशास्त्रे वास्तुविद्यायां देवता दृष्टिपदस्थापन लक्षणाधिकारे क्रमांक अ—११

विश्वकर्मा उवाच—

गर्भार्द्ध अष्टा भक्ते मध्ये लिङ्ग स्थापयेत् ।
सप्तमे ब्रह्मणे चैव केशवं सूर्य मेव च ॥१॥
षष्टमेतु उमादेवी रुद्र श्चैव विनायकम् ।
पंचमे मातराः रुद्र लोकपाला मरुदगणान् ॥२॥
चतुर्थे (नारा ? सुशधि) योगिनं तृतीयमक्षयपदम् ।
द्वितीया राक्षस पदंप्रथमे पैशाचिक पदम् ॥३॥

---

गर्भार्द्ध पञ्च भागेन प्रथम शिव स्थाप्य ।
द्वितीये ब्रह्म संस्थाने कुमारी ऽर्हत (प्रवेति ?) ॥४॥
तृतीये विष्णुरादित्य कुमारो ब्रह्म मातृकाम् ।
चतुर्थे मातरः स्थानं चतुर्थे भाग योगिनी ॥५॥
पंचमे यक्ष भूताद्या एते पद स्थापन ।

इति देवता पद स्थापन

### अथ प्रासाद देवता दृष्टिपद

द्वात्रिंश द्वारमुत्सेधं मूर्ध्वके त्रीणि वर्जयेत ।
अधोऽष्टमे शिवः प्रोक्तौ दशैकादश हीनकम् ॥६॥
द्वादशे त सभुन्सेध भवेत्स्थाप्य जलशायिनम् ।
चतुर्दशे मातृदेवीं षोऽशे यक्षमेव च ॥७॥
अष्टादशेतु कर्तव्या वुभौ रुद्रो च श्रीहरिः ।
ब्रह्म युग्मं च कर्तव्यं अत उर्ध्वं तथा श्रृणु ॥८॥
एकाधिके वुधश्चैव लेपचित्राणि कारयेत ।
विंशतिमे दुर्गा देवीं अगस्ति नारद स्तथा ॥९॥
एक विंशतमे चैव लक्ष्या च जिन मेव च ।
चतुर्विंशे सभुन्सेधं सरस्वती गणाधिकम् ॥१०॥
षड्धिक विंशोत्सेध मानव चंद्र मेव च ।
ब्रह्मा विष्णु स्तथा रुद्र सुर्यस्त सप्तविंशती ॥११॥
भैरव चंडिका चैव एकोन त्रिंशदंशके ।
तदर्ध्वे भैरव कार्यं नान्येषां तु कदाचन ॥१२॥

---

द्वारोछ्रयाष्टधा भक्ते उर्ध्व भाग परित्यजेत् ।
सप्तमाष्टमे सप्तमे भागे दृष्टिस्तु शोभना ॥१३॥

इति श्री विश्वकर्माकृते जयपृच्छाया वास्तुशास्त्रे वास्तुविद्याया देवता दृष्टिपद स्थापन अ० ११

અથ શ્રીવિશ્વકર્માકૃત જયપૃચ્છા વાસ્તુશાસ્ત્ર વાસ્તુવિદ્યાયાં દેવતાદૃષ્ટિપદ સ્થાપન લક્ષણાધિકારનો ક્રમાંક અ. ૧૧ ૧૭

પ્રાસાદના ગર્ભગૃહના અર્ધ ભાગમાં (પાછલા ભાગમાં) આઠ ભાગ કરી (મધ્ય શિવ લિંગ) એક ભાગ તજીને સાતમા ભાગે બ્રહ્મા–કેશવ અને સૂર્યની પ્રતિમા સ્થાપન કરવી. છઠ્ઠા ભાગે ઉમાદેવી, રુદ્રની મૂર્તિ અને ગણેશ સ્થાપન કરવા. પાંચમા ભાગે માતૃકાઓ રુદ્રમૂર્તિ લોકપાલ મરૂદ્‌ગણ સ્થાપન કરવા. ચોથા ભાગે....યોગીની ત્રીજા ભાગમાં અક્ષય-પદ ( ) બીજા ભાગમાં રાક્ષસ–અને પહેલા ભાગમાં પિશાચની મૂર્તિ બેસાડવી.

૨ બીજા પ્રકારે ગર્ભાર્ધના પાછલા ભાગમાં પાંચ ભાગ કરવા મધ્યે શિવ બીજામાં બ્રહ્મનું સ્થાન–સરસ્વતી અર્હંન્ ત્રીજામાં વિષ્ણુ અને સૂર્ય કાર્તિક સ્વાતી–બ્રહ્મયુગ્મ અને શિવયુગ્મ ચોથા ભાગે માતૃકાનું સ્થાન અને યોગિની–(પાંચમમાં યક્ષભૂતાદ્યા) (૫)

ઇતિ દેવતા દૃષ્ટિપદ સ્થાપન

૩ **દેવતા દૃષ્ટિપદ**—પ્રાસાદના ગર્ભગૃહના દ્વારની ઊંચાઈના બત્રીસ ભાગ કરવા. તેમાં ઉપરના ત્રણ ભાગ છોડી દેવા. નીચેથી આઠમા ભાગે શિવલિંગ દશમા અને અગિયારમે કોઈની દૃષ્ટિ ન રાખવી. બારમા ભાગે જળશાયિની શેષશાયિની દૃષ્ટિ રાખવી ચૌદમા ભાગે માતૃદેવી, સોળમા ભાગે યક્ષની, અઢારમા ભાગે ઉમારુદ્રની લક્ષ્મીનારાયણની અને બ્રહ્મા સાવિત્રીની દૃષ્ટિ રાખવી. હવે તે ઉપરની દૃષ્ટિનું સાંભળો ઓગણીસમા ભાગે બુધ અને લેપ અને ચિત્રોની–વીસમા ભાગે દુર્ગાદેવી અગસ્ત્ય અને નારદાદિ ઋષિની દૃષ્ટિ રાખવી. એકવીસમા ભાગે લક્ષ્મી અને જીનતીર્થંકરની દૃષ્ટિ રાખવી. ચોવીસમાં ભાગે સરસ્વતી અને ગણેશ–સૂર્ય–બ્રહ્મા વિષ્ણુ ને શિવની મૂર્તિની દૃષ્ટિ રાખવી ઓગણત્રીસમા ભાગે ભૈરવ અને ચંડિકાની દૃષ્ટિ રાખવી. તે ઉપર (ઉગ્રભૈરવ સિવાયની) કોઈની દૃષ્ટિ ન રાખવી. ૧૨

દૃષ્ટિનું સામાન્ય માન કહે છે. ગર્ભગૃહના દ્વારની ઊંચાઈના; આઠ ભાગ કરી ઉપરનો એક ભાગ તજી દેવો. તેના સાતમા ભાગની ફરી આઠ ભાગ કરી સાતમા ભાગે દેવની દૃષ્ટિ શોભે છે ૧૩

## ઇતિ શ્રી વિશ્વકર્મોક્ત જયપૃચ્છા વાસ્તુશાસ્ત્રે વાસ્તુવિદ્યા દેવોના પદ સ્થાપન અને દૃષ્ટિ સૂત્રનો પદ્મશ્રી સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શિલ્પવિશારદે કરેલ ભાષાંતર ક્રમાંક અ. ૧૭

**ફૂટનોટ :**

પ્રાસાદના ગર્ભગૃહમાં દેવનાપદ સ્થાપનના પાંચ અને આઠ ભાગે દેવતા સ્થાપન કહ્યા છે દીપાર્ણવ, ક્ષીરાર્ણવ, અપરાજિત અને જ્ઞાનરત્નકોશ ગ્રંથમાં ગર્ભગૃહાર્ધના ૨૮ ભાગ કહ્યા છે. સમરાંગણમાં દશ ભાગ, વાસ્તુરાજ્યમાં દશ ભાગ કહ્યા છે; સમરાંગણ સૂત્રધારમાં ગર્ભગૃહના ૪૯ ભાગ કહ્યા છે.

ક્ષીરાર્ણવ અને દીપાર્ણવમાં દ્વારોદયના બત્રીશ વિભાગ કહ્યા છે સમરાંગણ સૂત્રધાર અને અપરાજિત સૂત્રમાં દ્વારોદયના ચોસઠ વિભાગ કહ્યા છે. વાસ્તુસારમાં દશ વિભાગ અને પ્રાસાદમંડપમાં દ્વારોદયના આઠ વિભાગે દૃષ્ટિમાન કહ્યું છે.

## દ્વારોદયના ૩૨ ભાગ કરી દેવદૃષ્ટિ જયપૃચ્છામતે જ્ઞાનપ્રકાશ દીપાર્ણવ વાસ્તુવિદ્યા ક્ષીરાર્ણવમતે દૃષ્ટિપદસ્થાપન

૧૬ યક્ષરાજ ૧૭ ૦
૧૫ ૦ ૧૮ ઉમામહેશ બ્રહ્મયુગ્મ–સાવિત્રી લક્ષ્મીનારાયણ
૧૪ માતૃદેવી ૧૯ લક્ષ્મીબુધ લેપકર્મ-ચિત્ર
૧૩ ૦ ૨૦ દુર્ગા અગસ્ત નારદ
૧૨ જળશાયી ૨૧ લક્ષ્મી જીન
૧૧ ૦ ૨૨ ૦
૧૦ ૦ ૨૩ ૦
૯ ૨૪ સરસ્વતી, ગણેશ
૮ ૨૫ ૦
૭ ૨૬ માનવ ચંદ્ર
૬ ૨૭ બ્રહ્મા વિષ્ણુ રુદ્ર સૂર્ય
૫ ૨૮ ૦
૪ ૨૯ ભૈરવ–ચંડી
૩ ૩૦ ૦
૨ ૩૧ ૦
૧ ૩૨ ૦ ઉતરંગ




### ગર્ભગૃહમાં દેવતાપદસ્થાપન વિભાગ

ગર્ભગૃહાર્ધના પાછળના આઠ ભાગ કરવા

આઠ ભાગ / ગર્ભગૃહાર્ધ ભાગ

૮ પિશાચ પછીતે
૭ રાક્ષસ
૬ યમ
૫ ઇંદ્ર
૪ માતર રુદ્રલોકમાલ રુદ્રગણ
૩ વિષ્ણુ રુદ્ર વિનાયક ઉમ
૨ બ્રહ્મા
૧ શીવલિંગ મધ્યે

ગર્ભગૃહાર્ધના પાછળના પાંચ ભાગ કરવા

ગર્ભાર્ધ પાંચ ભાગ

૫ યોગિણિ પછીતે ભૂત પિશાચ
૪ માતર
૩ વિષ્ણુ સૂર્ય સ્કંધ બ્રહ્માશંકર
૨ બ્રહ્મા સરસ્વતી અર્હંત
૧ શિવલિંગ મધ્યે

### વાસ્તુરાજ. વાસ્તુમંજરી ગ્રંથ મત–ગર્ભગૃહના મધ્યથી દશ ભાગ કરીને દેવતાપદ સ્થાપન વિભાગ

ગર્ભગ્રહની પાછલી દીવાલ

ભાગ
૧ પિશાચ પછીતે
૨ રાક્ષસ
૩ દૈત્ય
૪ ગંધર્વ

ભાગ ૫ યક્ષ
૬ સૂર્ય
૭ ચંડી

ભાગ ૮ વિષ્ણુ
૯ બ્રહ્મા
૧૦ શિવલિંગ મધ્યે

દેવતામૂર્તિ પ્રકરણમ્, મયમતરમ્ ગ્રંથ મતે—ગર્ભગૃહના મધ્યથી ૪૯ ભાગ કરીને
દેવતાપદસ્થાપન વિભાગ

| | | |
|---|---|---|
| નવ વિભાગ બ્રહ્માંશમાં | ૧૬ વિભાગ માનુષ અંશમાં | ૨૪ વિભાગ પિશાચ અંશમાં |
| બ્રહ્મા, વિષ્ણુ સ્થાપન મધ્યના | સર્વ દેવતા સ્થાપન | માતર, યક્ષ, ગંધર્વ, રાક્ષસ, ભૂત સ્થાપન અંતના વિભાગ |

ગર્ભગૃહના મધ્ય ગર્ભે શિવલિંગ

જ્ઞાનપ્રકાશ–દીપાર્ણવ, ક્ષીરાર્ણવ, જ્ઞાનરત્નકોષ ગ્રંથોના મત–ગર્ભ ગૃહાર્ધના ૨૮ ભાગ કરીને દેવતાદષ્ટિપદ સ્થાપન વિભાગ.

| ભાગ | ભાગ | ભાગ |
|---|---|---|
| ૧ શિવલિંગ મધ્યે | ૧૦ વિશ્વરૂપ, ઉમા, લક્ષ્મી | ૨૦ યક્ષરાજ |
| ૨ હેમગર્ભ–શાલીગ્રામ, બ્રહ્મા | ૧૧ અગ્નિ | ૨૧ હનુમંત |
| ૩ નકુલીશ | ૧૨ સૂર્ય | ૨૨ મૃગઘોર |
| ૪ સાવિત્રી | ૧૩ દુર્ગા–લક્ષ્મી | ૨૩ અઘોર |
| ૫ રૂદ્ર, અર્ધનારીશ્વર | ૧૪ ગણેશ, લક્ષ્મી, સર્વદેવી | ૨૪ દૈત્ય |
| ૬ કાર્તિક સ્વામી | ૧૫ ગ્રહ | ૨૫ રાક્ષસ |
| ૭ બ્રહ્મા, સાવિત્રી સરસ્વતી | ૧૬ માતૃકા, લક્ષ્મી, સર્વદેવી | ૨૬ પિશાચ |
| હીરણ્યગર્ભ, મિશ્રયુગ્મ | ૧૭ ગણેશ | ૨૭ ભૂત |
| ૮ દશાવતાર, ઉમા, શિવ, શેષશાયિ | ૧૮ ભૈરવ | ૨૮ શૂન્ય |
| ૯ વિષ્ણુ, પદ્માસન કે ઉર્ધ્વસેન | ૧૯ ક્ષેત્રપાલ | ઉત્તરંગ |

સૂત્રસંતાન, અપરાજીત મત—૬૪ વિભાગ દ્વારોદય દ્વારે દેવતા દષ્ટિપદ વિભાગ

| ભાગ | ભાગ | ભાગ |
|---|---|---|
| ૨૧ વ્યક્તાવ્યક્ત મુખલીંગ | ૨૩ વ્યસ્ત ઉમારૂદ્ર | ૪૫ લક્ષ્મીનારાયણ |
| ૧૯ અવ્યક્ત સ્વરૂપ | ૨૫ શેષનાગ | ૪૭ ધાતા |
| ૧૭ | ૨૭ જળશાયિન વિષ્ણુ | ૪૯ ગણેશ–સરસ્વતી |
| ૧૫ | ૨૯ ગરુડ | ૫૧ પદ્માસનત્રિમૂર્તિ |
| ૧૩ | ૩૧ માતર | ૫૩ હરસિદ્ધ |
| ૧૧ | ૩૩ યક્ષ | ૫૫ બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર જીન |
| ૯ | ૩૫ ભૃંગ રાજ (વરાહ) | ૫૭ અઘોરભદ્ર |
| ૭ | ૩૭ ઉમારૂદ્ર | ૫૯ ચંડિ |
| ૫ | ૩૯ બુધ | ૬૧ ભૈરવ |
| ૩ | ૪૧ બ્રહ્મયુગ્મ | ૬૩ ઉતરંગ |
| ૧ | ૪૩ ઋષિ–મુનિ | |

દિગંબરાચાર્ય વસુનંદી–પ્રતિષ્ઠાસાર મત—દ્વારોદર–૯ વિભાગ કરી સાતમે વિભાગ જિન-દષ્ટિ ઇતિ દેવતા દષ્ટિપદ સ્થાપન

# अथ विश्वकर्माकृते वास्तुविद्यायां वास्तुशास्त्रे महादेवादि महासंघाट
# (संयुक्त जोडकास्वरूप) क्रमांक अ-१२

अथातःसंप्रवक्ष्यामि मूर्तिसंघाट लक्षणं
चतुर्विंश कार्या प्रत्येकं श्रुणुनिर्गतं ॥१॥
केशवं च महादेवं संघाटं स महादेव
जयकांचन भूपितं दिग्मार्णादिभूषणै ॥२॥
शंकर नारायणं युक्तं शंकरनारायणभवेत्
तस्यवर्ध्वे किरिटंय हरितादिभूपणांप्रिय ॥३॥
महेश्वर महाज्ञेयं संघाटं प्रसित माधवम्
चतुर्भुज विराटं पासंचभूपितं ॥४॥
हरगोविंद संघाट......गोविंदहर मेव च
श्रीवत्सको समायुक्तं जय साध्वे विभूपितम् ॥५॥
कीर्तिवास विष्णुभ्यां संघाट विष्णुकीर्तित
सर्वलक्षण संयुक्तं रुचकादिविभूपितम् ॥६॥
शशि मधुसुदनस्यात संघाटं तत्र नामत
मधुसुदन कपालिच भूपयाचास्ति कांयनम् ॥७॥
त्रिविक्रम चक्रदेवेश संघाटं नामोच्यते
देवेश त्रिविक्रमं नामं कांचन मुकुटाहितम् ॥८॥
वामनं श्रीकंठ युक्तं श्रीकंठ वामने भवेत्
सर्वभूपणा साचोर्ध्वे शेखइ रत्नभूपित ॥९॥
ईश्वरं श्रीधर प्रोक्त श्रीधरीश्वरमेव चे
चित्रकूटं च वामकूटं श्रीवत्सकौस्तुभंभवेत् ॥१०॥
पार्वतीप्रोयहृपिकेश कुयतंपरिकीर्तिनम्
परमऋपिकेशनाम सर्वाभरणाभूपितम् ॥११॥
रुदेव पद्मनामं च संघाटे पद्मरुद्रकम्
सर्वसंर्वाकदेवस्या भूपणा सर्वशान्तिदं ॥१२॥
दामोदर शिवयुक्तं शिवदामोदरं भवेत्
सर्वलक्षणा संयुक्तं सर्वाभरणभूपिता ॥ इतिमहादेवदिकेशवादि ॥१३॥

# आयुधभेद निर्णय

अथातःसंप्रवक्ष्यामि आयुधभेदनिर्णय
प्रत्येक कथिनंवत्स ! आदिमध्ये च सानुगा ॥१४॥
दक्षिणेवादने वा संव्यावर्तंचनिर्णयं
वज्रखट्वांङ्गचक्रे कौमोदकीमित स्तथा ॥१५॥
विश्वकेशवनामस्य सर्वपापप्रणाशनं
अक्षमाला त्रिशूलं च गदायां चक्रमेव च ॥१६॥
शंकर नारायणं नाम तस्याध्वें पुनःरुप्यते
अक्षमाला च खड्ग शंख या पद्ममेव च ॥१७॥
प्रशस्त माधवं नाम तस्योर्ध्व पुनरुवेत्रि
मातुलिका श्रूलेस्यातपद्म शंख स्तथैव च ॥१८॥
गोविंद हरनामस्थ कर्मचास्ताशनिवोधते
कपालं ऽमरुज्ञेयं शंख चक्रणमेव च ॥१९॥
चक्रपाणिस्तदानाम तस्योर्ध्वोपुनरुच्यते
अक्षमाला च पाशाया पद्म कौमोदकोस्तथा ॥२०॥
मधुसुदन कपालंच गदतो विहतोमया
अक्षमाला त्रिशूलं च सुदर्शनशंखमेव च ॥२१॥
देवेशत्रिविक्रम नाम तस्योर्ध्वे पुनरुध्यते
वरद याक्ष मालास्यां गदा वज्र प्रकीर्तिता ॥२२॥
श्रीकंठ वामनो नाम तस्यार्ध्वे पुनरुच्यते
कपालं खट्वांङ्गमित्युक्तं गदा याशंखमेव च ॥२३॥
श्रीधरस्यनाम कर्म चारत निवोधते
वरदडमरुके च पद्मायां शंखमेव च ॥२४॥
परमऋपिकेशं नाम कर्मचास्त निवोधते
अक्षमालां च विज्ञेया डमरु चक्रदाभवेत् ॥२५॥
अर्चासंघाटभिन्युक्त पञरुद्वेश्चमेव च
वरदडमरुचैव गदायां चक्रमेव च ॥२६॥
शिवदामोदरं नाम कर्मचास्त निवोधते
........................ ॥२७॥
अंङ्ग प्रत्यंङ्ग भग्नायां मूर्तिस्थाप्याविसर्जयेत्
नखाऽभरणामालाखे मंग्नाज्ञान विचारयेत् ॥२८॥

इति श्री विश्वकर्माकृते वास्तुविद्यायां महादेवादि महासंघाट आयुध भेदनिर्णयाध्याय

क्रमांक अ-१२

# अथ वास्तुविद्याया महादेवादि महासंघाट क्रमांक अ १२

હવે હું સંયુક્ત મૂર્તિના લક્ષણ કહુ છું. ચોવીશ દેવોના પ્રત્યેકના નિર્ણય સાંભળો. કેશવ અને મહાદેવની સંયુક્ત. મહાદેવ........શંકર નારાયણ. વસ્ત્રો અને આભૂષણો કિરીટ-મુકુટ હરિનાદિ વિષ્ણુનો આભૂષણો કરવા....મહેશ્વર અને માધવની વિરાટ ચતુર્ભુજ મૂર્તિ શોભતી કરવી....હર અને ગોવિંદ....અને ગોવિંદ ને હર....કીર્તિવાસ વિષ્ણુ અને વિષ્ણુને કીર્તિ વાસની સંઘાટ : સર્વલક્ષણયુક્ત અલંકારથી વિભૂષિત કરવી. શશિ-ચંદ્રને મધુસૂદનની સંઘાટ-મધુસૂદન અને કપાલી (શિવ)ની સંઘાટ શોભતી....ત્રિવિક્રમ અને ચદ્રપાણી દેવની સંઘાટમૂર્તિ દેવેશ (શિવ) અને ત્રિવિદ્રમની સંઘાટ મૂર્તિ સુવર્ણના કાંચનના મુકુટવાળી કરવી. વામન અને શ્રીકંઠની સંઘાટ તેમ શ્રીકંઠને વામનની સંઘાટમૂર્તિને સર્વ આભૂષણો, માથે રત્ન શેખર મુકુટથી શોભતા કરવા ઇશ્વર અને શ્રીધરને ઇશ્વરનો સંઘાટ ચિત્રકૂટને શ્રીવત્સને કૌસ્તુભમણિયુક્ત કરવા પાર્વતી તે પ્રિય હૃષિકેશ....પરમ ઋષિકેશ સર્વ આભૂષણોથી શોભતા કરવા-રુદ્ર અને પદ્મનાભ તેમ જ પદ્મનાભ ને રુદ્ર સંઘાટ સર્વ અંગ આભૂષણયુક્તથી શોભતા કરવા. દામોદર અને શિવ શીવને દામોદર સર્વ લક્ષણયુક્ત સર્વ આભુષણથી શોભા કરવા ઇતિ મહાદેવાદિ કેશવાદિસધાર



દેવી



કીરણાક્ષશિવ



અર્થમારિશ્વર

ફુટનોટ :

સનાતન ધર્મશાસ્ત્રમાં ઉપાસ્ય દેવોના વિવિધ સ્વરૂપો કલ્પેલા છે તે અંગે જુદી જુદી કલ્પના રજૂ કરેલ છે. બે-ત્રણ કે ચાર દેવોના પ્રત્યેક સંયુક્ત સ્વરૂપમાં એક સરખો ભક્તિભાવ દર્શાવવા અભેદ બુદ્ધિથી તેની કલ્પના કરી છે.

હરિહર-અર્ધધાટેશ્વર-હરિહરપિતામહ-ત્રિમૂર્તિ-ચતુર્મુખલીંગ કૃષ્ણકાર્તિકેટ-ચંદ્ર કે પિતામહ-બ્રહ્મેશાન-જનાર્દન-ઉમામરેશ્વર પંચબ્રહ્મ-પિતામહાર્ક ગોપાલ-સુંદરી લક્ષ્મીનારાયણ એ રીતે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, સૂર્ય, કૃષ્ણ, કાર્તિકસ્વામી, ચંદ્ર, નરનારાયણ, બ્રહ્મેશાન મૂર્તિય સૂર્ય, બ્રહ્મા, વિષ્ણુને શીવ એ ચારે દેવોના સંયુક્ત સ્વરૂપોનો સમાવેશ થાય છે અહીં આપેલાં સ્વરૂપો જુદા જ પ્રકારના છે.



નૃત્યશિવ



દીગમ્બરશિવ







સંયુક્ત સ્વરૂપ



વિશ્વરૂપ



વૈકુંઠ



પુરુસોત્તમ



કૃષ્ણકાર્તિકેય

સંયુક્ત સ્વરૂપ


શિવનારાયણ


હરિહરણ્ય


હરિહર પિતામહ


યોગેશ્વરવિષ્ણુ



ષડ્મુખશિવ-અષ્ટભૂજા ચાર પગ



ત્રિલોકય મોહન



ભગવાનહયશિવ

## દશાવતાર


૧ મચ્છ


૨ કચ્છ


૩ વરાહ


૪ નૃસિંહ


૫ વામન


૬ પરશુરામ


૭ શ્રી રામ


૮ શ્રી કૃષ્ણ

૯ બુદ્ધ


૧૦ કલ્કી


વિષ્ણુ

મહેશ વિષ્ણુ બ્રહ્મા





HARAYAH

દશાવતારસહ વિષ્ણુ



દશાવતારસહ વરાહ

સપ્ત માતૃકાઓ





અંધકાસુરવધ શિવ


નાટયેશ શિવ



સૂર્ય



સરસ્વતી



પંચમુખ બ્રહ્મા



# આયુધનિર્ણય

હવે હુ આયુધભેદના નિર્ણય કહું છું. હે વત્સ ! પ્રત્યેક આયુધ શરૂમાં દક્ષિણઅંગથી સવ્યાવર્તી આયુધ ક્રમે ધારણ કરાવવા." વજ્ર ખટવાંગ ખડગ ચંદ્ર અને ગદા વિશ્વદેવને કેશવને ધારણ કરાવવાથી સર્વપાપનો નાશ થાય. (૨) માળા, ત્રિશૂલ, ગદા અને ચક્ર—શંકર અને નારાયણને ધારણ કરાવા. (૩) માળા, ખડગ, શંખને પદ્મ માધવને ધારણ કરાવવા. બીજોરૂ ત્રિશૂલ અને પદ્મને શંખ ગોવિંદ અને હર (શિવ)ને ધારણ કરાવવા. કપાળ (ખોપરી), ડમરૂ અને શંખ ચક્ર ચક્રપાણીને ધારણ કરાવવા. માળાપાશ અને પદ્મ ગદા મધુસુદનને કપાલ (શિવ)ને ધારણ કરાવવા. માળા, ત્રિશૂલ અને ચક્ર તથા શંખ ઇશ અને ત્રિવિક્રમને ધારણ કરાવવા. વરદ–માળા, ગદા અને વજ્ર શ્રીકંઠ અને વામનને ધારણ કરાવવા. વરદ ડમરૂ પદ્મને શંખ....પરમ (      ) હૃષિકેશને ધારણ કરાવવા–કપાળ, ખટવામ ગદા અને શંખ શ્રીધર અને....ને ધારણ કરાવવા. માળા....ડમરૂ, ચક્રને ગદા પદ્મનાભ અને રુદ્રને ધારણ કરાવવા. વરદ ડમરૂ અને ગદા ને ચક્ર શિવદામોદરને ધારણ કરાવવા.

સ્થાપિત મુજબ મૂર્તિના અંગ કે પ્રત્યાંગ ખંડિત થયા હોય તો તે મૂર્તિનું વિધિથી ઉથાપન કરી વિસર્જન કરવું. પરંતુ નખ આભૂષણ માળા કે શસ્ત્ર ખંડિત થયુ હોય તો તેનું જ્ઞાનથી વિચારી લે ફરી ફરી સંસ્કાર કરવા. ૨૮

ઇતિ શ્રી વિશ્વકર્મા કૃતે વાસ્તુવિદ્યાયાં મહાદેવાદિ મહાસંઘાટ.

આયુધભેદ નિર્ણયાધિકારના ક્રમાંક અધ્યાય ૧૨નું પદ્મશ્રી સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શિલ્પ વિશારદે કરેલા સટીક ભાષાનુવાદ. (સંયુક્ત જોડકા દેવસ્વરૂપ) ક્રમાંક અં ૧૨

---

અહીં દેવોના ધારણ કરાવેલા આયુધો સંયુક્ત દેવ સ્વરૂપના કહ્યા છે અન્ય શિલ્પગ્રંથોમાં કહેલા પ્રત્યેક દેવોએ ચાર છ કે આઠથી વિશેષ ભૂજાઓમાં આપેલા આયુધો કહ્યા છે તેનાથી અહીં સંયુક્ત સ્વરૂપનાં આયુધો ક્યાંક પ્રથક છે.

શંખ ચક્ર, ગદા અને પદ્મ એ વિષ્ણુના પ્રાધાન્ય આયુધો છે ખટ્વાંગ કપાલ, ખોપરી, ત્રિશૂલ સર્પ એવા આયુધો શિવને વિશેષ કરીને કહ્યા છે આયુધોમાં સાત્વિક–રાજસી અને તામસી એ ત્રણે પ્રકારના આયુધો છે.

અસ્ત્ર અને શસ્ત્રની વ્યાખ્યા કરતા અહીં ઉપર કહેલા આયુધોને શસ્ત્ર જાણવા અને અસ્ત્ર એ વિદ્યાથી મંત્રબળથી શત્રુઓના પર ફેંકેલા હોય તે અસ્ત્ર, અપ્રાસ્ત્ર–વાયવાસ્ત્ર પાશુપતાસ્ત્ર બ્રહ્માસ્ત્ર નારાયણાસ્ત્ર મોહનાએ આ આયુધોનો પ્રયોગ કરવાનુ વર્તમાન કાળમાં મંત્ર–તંત્ર–યંત્ર આ સર્વયાત્રિક વિદ્યા વિસ્મૃત થઈ ગઈ છે.

પરંતુ આ વિજ્ઞાનના યુગમાં યાંત્રિક શસ્ત્રો સંહારક ઉત્પન્ન કર્યા છે તેથી વાયુયાનમાંથી શત્રુસેના કે શહેરો પર એવા વિનાશક અણુશસ્ત્રો ફેંકી સર્વનાશ કહે છે. આ અધર્મ યંત્ર વિદ્યાનો પ્રયોગ થયા છે. વિજ્ઞાનનો દુરુપયોગ થાય છે વિનાશકારી પ્રલય સભાન છે.

## દેવોનાં આયુધો

DAND
दंड



SHAKHA
शंख







CHAKRA
चक्र





PHARSHI
फरशी





GADA
गदा



VAJRA
वज्र



SHAKTI
शक्ति



MUSAL
मुशळ



BHUSHANDI
मुशंडी



દેવોના આયુધો


TRISHUL
त्रिशूल


CHHURIKA
छुरिका


KHADGA
खड्ग




DHAL
ढाल
MUND
मुंड


RISHTIKA
रिष्टीका


KHATVANG
खट्वांग


DHANUSHYA
धनुष्य


BAN
बाण


PASH
पाश


ANKUSH
अंकुश


GHANTA
घंटा


DARPAN
दर्पण

## દેવોના આયુધો

KAMAL
कमल

AMBRALUMBI
आम्रलुंबी

TANK
टंक

DVAJ
ध्वज













SUTRA
सूत्र



KUMB
कुंभ



MODAK
मोदक



DAMRU
डमरु



PUTRA
पुत्र



KAMBA
कंबा



MATULINGA PHAL
मातुलिंग फल



LEKHINI
लेखिनी

## દેવોના આયુધો

KARTIKA
कर्तिका



KAPAL
कपाल



MUND
मुंड



SARP
सर्प



SHING DANT
शींग दंत



HAL
हल





KUNT
कुंत



PUSTAK
पुस्तक



AKSHAMALA
अक्षमाला



KAMANDALA
कमंडल





SUCHI
सखा शूचि

## દેવોના આયુધો

MURLI
वंसी मुरली



AGNIJWALA
अग्नीज्वाला



PAN PATRA
पानपात्र



PATTISH
पट्टीश



BHERI
भेरी



DHOLAK—MRUDANG
ढोलक मृदंग





MRUGA
मृग



NAKUL
नकुल



KUKUTA
कुक्कुट



VINA
विणा



KAMANDAL
कमंडल

ઇતિ વિશ્વકર્મા કૃતાયા વાસ્તુવિદ્યાયા મહાદેવાદિ મૂર્તિસંઘટ અને આયુધભેદ
क्रमांक अ–१२

# विश्वकर्माकृताया वास्तुशास्त्रे वास्तुविद्याया कीर्तिस्तंभलक्षण क्रमांक अ–१३

श्री विश्वकर्मा उवाच
नमामि शारदादेवी देवमानवंदिताम्
नामानि चर्चिता वक्षे कीर्तिस्तंभादिलक्षणं ॥१॥
अनेक शिल्पीकार्याणि सिद्धिकेतु सुखाप्तये
कीर्तिस्तंभोमहानाभो प्रोच्यते विश्वकर्मणे ॥२॥
शुद्धभूमि तले स्तंभः कीर्तिकर्तव्य ज्ञायते
भूमितोऽङ्कुरपात्राद्ये श्रेष्टितिश्चामलौरिभै ॥३॥
नरै नाटिकरुपैश्च रुपिणी शतसंयुते
दीव्यपाषाणसंपन्ने रंशेर्नाना विधैर्युते ॥४॥
प्रभाभूषितशक्तिनां मध्यकोणंता मुख्यकं
भद्रकर्णेविकर्णाद्य वक्षे वास्तुविचारिन ॥५॥
प्रासादाग्रेऽगणवारे स्थापिती विश्वकर्मणा
प्रतोल्या सहितोदेवै पूजिते खिलसिद्धिदं ॥६॥
यस्यदर्शनमात्रेण जिनशासनदीपकै
जिनवर्गेमहापुण्यं प्राप्यते भवसागरे ॥७॥
महाप्रासादकरणे निष्पन्नै वास्तुवेदिके
पूर्णयाये ततःकार्यो मानस्तंभसकीर्तिदं ॥८॥
अभिरुपभरुपश्च विरुप मध्यरुपकै
कीर्तिस्तंभो विभातिह भूमौपुण्यकृतांनृणां ॥९॥
पूर्वदक्षिण वारुण्योदिशोवाक्ष कुवेरका
चतुरस्त्र कोणकाश्चैव ईशानाग्निनैरुत्यनिलः ॥१०॥
ध्रुवसाधन कामादौ कीर्तिस्तंभस्तुकारयेत्
सर्वे वास्तुकृतःश्रेष्टं कीर्तिस्तंभस्य लक्षणं ॥११॥
मानप्रमाण संयुक्तं लघुदीर्घसमन्वित
अनुरुप यथायोग्य कर्तव्यं विश्वकर्मणा ॥१२॥

अष्टभाग विभक्तेऽन भूपीठे सुंदराश्रेये
भद्रकर्णोविकर्णाधै कीर्तिस्तंभोविरच्यते ॥१३॥
सप्तभूमिमयकार्या वास्तुवेदेत्रिशत्यभी
प्रथमभूमिरुदिष्टा भद्रत्रयविराजिता ॥१४॥
जाड्यकुंभकणालिच तत्रग्रासपद्यापुन
गजस्थानं नरःस्थानं पुरःस्थानंचकुंभकं ॥१५॥
कलशोऽत्तरपत्रं च कपोलिमंचिकस्तथा
वहिर्जंधाविभागंच दिग्पालाश्चसपन्नगा ॥१६॥
अतर्जंधा विभागेन गणगंधर्वशक्त्यया
उद्गभरणीचैव कणालिचशिरावटि ॥१७॥
पट्टिकाछाद्यकूटं च मंडोवरादिभूमिका
एतस्योभूमिकार्यं च उपर्योपरिस्थिरिभि ॥१८॥
......कर्तव्यंवास्तुविधिनां
बाह्यभूर विभूमिषु पुरुपमूर्ति प्रतिष्टितं ॥१९॥
एवंपटभूमिकार्यं च उपर्यापरिस्थिरिभिः
कर्तव्य वास्तुविधिना बाह्यभूरविभूमिषु ॥२०॥
आद्यभूमिमहानंदा द्वितियानंदवद्धनी
तृतीयाधर्मविस्तारा चतुर्थकर्मासिद्धिदा ॥२१॥
पंचमीदेवतातुल्या पष्टिमोक्षस्वरुपका
सप्ताभ्यानंदविर्वाणा अष्टमितुअयोनिजा ॥२२॥
नवभि एकादशीस्यात एवं च भूमिलक्षणं
शिवालये शिवकूर्यात् ब्रह्मणंब्रह्मणंस्थले ॥२३॥
विष्णुस्थाने महाविष्णु जिनेजैनप्रकर्तिना
नगरे राजधानी च महादूर्गे विशेषत ॥२४॥
भूपालयवलभःस्तंभः वास्तुशास्त्रे प्रकर्तिता
स्तंभकीर्तिदर्शनेय तीर्थकोटिफलप्रदं ॥२५॥

इतिश्री विश्वकर्माकृताया वास्तुविद्याया वास्तुशास्त्रे कीर्तिस्तंभ लक्षणाधिकार
क्रमांक अ—१३



પાલીતાણા શત્રુંજય પર્વતની તળેટી પર આગમ મંદિરનું વિહંગ દૃશ્ય

(સ્થપતિ પ્રભાશંકર ઓ. સોમપુરા શિલ્પવિશારદ)



પ્રભાસ પાટણનું જૈન મંદિર

(સ્થપતિ પ્રભાશંકર ઓ. સોમપુરા શિલ્પવિશારદ)

## श्री विश्वकर्माकृताया वास्तुशास्त्रे वास्तुविद्याया कीर्तिस्तंभलक्षण क्रमांक अ-१३ कीर्तिस्तंभ

શ્રી વિશ્વકર્મા કહે છે. શારદાદેવી સરસ્વતીને નમસ્કાર કરો સર્વદેવોને વંદન કરો. અચિંત દેવના નામે કીર્તિસ્તંભાદિકના લક્ષણ કહું છું. સુખની પ્રાપ્તિના હેતુની સિદ્ધિથી શિલ્પીઓ અનેક કાર્ય કરે છે. શ્રી વિશ્વકર્માએ કીર્તિસ્તંભનાં મહાનામો કહ્યા છે ૨

શુદ્ધ ભૂમિ પર કીર્તિસ્તંભ ઊભો કરવો. ભૂમિમાંથી અંકુર ફૂટયા પત્રાંદિ....તેમાં નર અને નારીનાં સેંકડો સ્વરૂપો કરવાં. કીર્તિસ્તંભમાં દિવ્ય એવો શ્રેષ્ઠ પાષાણ પ્રાપ્ત કરી....૪ શક્તિથી ભૂષિત પ્રભા-રૂપ-મધ્યમાં કોણ મુખ્ય કરવો (સ્તંભ) ભદ્ર-કર્ણરેખા અને વિકર્ણ એવા ઉપાંગો વાસ્તુશાસ્ત્રમાં કહ્યા છે. ૫

પ્રાસાદની આગળ....સ્થાપન કરવાનું વિશ્વકર્માએ કહ્યું છે. પ્રતોષ્યા દેવરૂપ સહિત પૂજવાથી અખિલ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. જેનાં દર્શન માત્રથી જિન શાસનનો ઉદય થાય છે. જિન વર્ગથી મહાપુણ્ય-ભવસાગર તરવા જેટલું થાય છે. ૭ મહાપ્રાસાદના ખૂણે વાસ્તુ વેદી સ્થાપવી. પૂર્વ કે જમણી તરફ માન સ્તંભ કીર્તિસ્તંભ કરવો....કીર્તિસ્તંભ કરતા ભૂમિ ઘણી પુણ્યવાન ગણાય છે. પૂર્વ-દક્ષિણ, પશ્ચિમ ને ઉત્તરે કુબેરની મૂર્તિ સ્થાપવી. ચોરસ કે ખૂણા ઈશાન, અગ્નિ ને નૈઋત્ય પાડવા. ધ્રૂવ સાધન કરી શુદ્ધ દિશામાં કીર્તિસ્તંભ કરવો. સર્વ વાસ્તુ પૂજન શ્રેષ્ઠ કરવાથી તે કરોડો સ્તંભના લક્ષણ જાણવા. કીર્તિસ્તંભ માન પ્રમાણથી નાનો કે મોટો કરવો. વિશ્વકર્મા તે સ્તંભ અનુરૂપ યોગ્ય કરવાનું કહે છે. અષ્ટ આઠ ભાગ કરીને સુંદર ભૂપીઠ કરવું. ભદ્રનો ખૂણો અને વિકર્ણો કીર્તિસ્તંભને કરવાનું કહ્યું છે. વાસ્તુવેદ....સાત ભૂમિ ઉદયનો કીર્તિસ્તંભ કરવો. પ્રથમ ભૂમિ ત્રણ ભદ્રથી શોભતો કરવો. ૧૨ પહેલી ભૂમિને મહાનંદા કહી છે બીજી ભૂમિને નંદવર્ધની. ત્રીજી ધર્મવિસ્તર. ચોથી કર્મસિદ્ધિને દેનાર. પાંચમી દેવતુલ્ય. છઠી મોક્ષ સ્વરૂપ, સાતમી નંદનિર્વાણ. આઠમી અચોચિના. નવમી એકાદશ. એ રીતે ભૂમિના સ્થાન લક્ષણ કહ્યા શિવાલય હોય ત્યાં શિવનાં સ્વરૂપો કરવાં બ્રહ્માના આગળના કીર્તિસ્તંભમાં બ્રહ્માના સ્વરૂપો કરવા વિષ્ણુના આગળના કીર્તિસ્તંભમાં વિષ્ણુનાં સ્વરૂપો કરવા. જૈન ના હોય તો જીનમાં સ્વરૂપો કરવા.

નગર આગળ, રાજધાની આગળ રાષ્ટ્રદુર્ગ આગળ, કીર્તિસ્તંભો કરવાથી રાજાને વલ્લભ શ્રેયષ્કર યુદ્ધવિજય સ્થાને કીર્તિસ્તંભ વાસ્તુશાસ્ત્રમાં કહેલું છે કીર્તિસ્તંભના દર્શનથી સર્વતીર્થની પુણ્યની પ્રાપ્તિ થાય છે.

**इति श्री विश्वकर्माकृताया वास्तुशास्त्रे वास्तविद्याया कीर्तिस्तंभ लक्षणनामः ध्याय क्रमाक अ १३** પદ્મશ્રી પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા સ્થપતિએ કરેલ ભાષાનુવાદ

ફુટનોટ : દીપાંર્ણવમાં કીર્તિ-સ્તંભ વિશે તેનું પ્રમાણ આપેલું છે તે એકવીશ હાથનો જયંતતેતાવીશ હાથનો ઉદયમાનનો પ્રતાપોદ્ભવ પાંસઠ હાથ ઉદય કીર્તિનંદન સત્યાસી હાથ ઉદયનો મહોત્સવ કીર્તિસ્તંભ એકસોને નવ હાથ ઉદયમાનનો એકછત્ર કીર્તિ-સ્તંભ જાણવો. ૫ એમ પાંચ પ્રકારના ઉદ્દયના જાણવા. સ્તંભની જાડાઈ ચોથા ભાગની નીચે અને ઉપર છઠ્ઠા ભાગથી વિસ્તાર રાખવો. ઉપર ગોળ આકાર કરી ઘંટા કળશ ચડાવવા. કીર્તિસ્તંભ ફરતું નીચે પીઠ મેખલા કરવી. જંઘા અનેક દેવદેવીઓનાં સ્વરૂપો કરવા કીર્તિસ્તંભ ઉપર ધ્વજ-દંડ અને પતાકા વિધિથી સ્થાપવી.

સરોવર, વાવ અને કુંડના પાસે ધ્વજાસ્તંભો અમુક માપ પ્રમાણનાં અમુક નામો કહ્યાં છે.

સરોવર અને મહાલયને પાંચ માનના કીર્તિસ્તંભ કરવા તેના નામ કહ્યા છે ૧ આનંદ નવ હાથના ૨ દુંદુભિ અગ્યાર હાથનો ૩ શ્રીકાંત તેર હાથનો ૪ શ્રી મુખ તેર હાથ ઉદયનો ૫ મનોહર સત્તર હાથ ઉદયનો સ્તંભ કહ્યો છે બીજા કુડ અને વાવ આગળ પણ સ્તંભો ઊભા કરવા તેમ જ બે સ્તંભ તોરણનો પ્રતોલ્યા પણ ઊભો કરવાનું કહ્યું છે.



ચિત્તોડનો કીર્તિ સ્તંભ




FRONT ELEVATION.

કીર્તિસ્તંભ—પ્રતોલ્યા




વિશાળ—પ્રતોલ્યા




योगेश्वरविष्णु लक्ष्मीनारायण योगेश्वरशिव

# अथ विश्वकर्माकृते वास्तुविद्याया वास्तुशास्त्रे प्रासादाधिकारे देवतान्यास

## क्रमांक अ–१४

श्री विश्वकर्मा उवाच
प्रासादे देवतानांय गुणवृक्ष्यामि सांप्रत
तथा यावतनुसंस्थाच क्रमेणैवप्रकिर्तिता ॥१॥
कौर्म्मं घनशिलाणंतु खरशिलायावाराहकं
भित्तित्रयो त्रयोदेवा पन्नगायक्षकिन्नरा ॥२॥
जाडयकुंभोस्थितोनंदि हर्यैवकणालिका
गजपीठंगणेशं च अश्वपीठं तथाश्विनै ॥३॥
नरपीठ नरोत्तमात्र खुरकेचधरास्मृता
कुंभकेष्ट तथासृष्टिन्य निर्गमोदगोसमया ॥४॥
रूद्रंच प्रकर्तव्या भद्रेभद्रेस्वयंविधि
कलशे च तथागौरि नंदिचैवातरपत्रके ॥५॥
कपोताल्यां गांधर्वा मंचिकायां सरस्वती
अतउर्ध्वं भवेज्जंधा देवतानां मनोरमा ॥६॥
देवतानाम श्रयंस्थानं प्रासादस्यवभूषण
कर्णेषु दिक्पालाश्चैव प्राच्यादिषु प्रदेक्षणे ॥७॥
नाटेश्वरं पश्चिमेभडे अंतकैः सहदक्षिणे
चंडिका चोतरे देवी दंष्टारौद्रतनाशुभा ॥८॥
प्रतिरथे तत्रदेव्या च कर्तव्या च दिशापति
वारिमध्येमुनिद्राणां प्रनिलातयसाशने ॥९॥
आधारंअक्षसूत्र च जटामुकटमंडितं
मंदिकाकोणिकायां च दले प्रतिरथौतथा ॥१०॥
रुपंच नृत्यसंयुक्तं भेदमूर्ति स्तथैवच
गणेशं च कुमारं च आदित्यस्य...स्तथा ॥११॥
चंडिकाब्रह्मणंचैव वासुदेव तथैव च
भेदमूर्तिस्तुजंधाया अन्येश्चापिसुरास्तया ॥१२॥
क–मिकमध्यदेवंच प्रासादो सर्वदेवहि
प्रासादे अंतरं नास्ती पीठ चैव तथैव च ॥१३॥

कपिलायमसिश्चैव अंतरंतयविद्यते
तलविभक्ति छंदेन उर्ध्वे च पृथक पृथक् ।।१४।।
ज्ञातिच्छंदे समुत्पन्ना शृंगप्रत्याङ्गमेव च
कर्तव्यं जगत्यांन्तरं अनंतरं कुलदेवता ।।१५।।
अंतरंभद्रदेशेतु उत्तभागे स्तथैव च
वलाणक मंडपंश्चैव कर्तव्यापंचदेवता ।।१६।।
चंडिका गणेशंचैव जिनार्के ब्रह्मणदास्तथा
यामूर्तिमध्यदेशेतु पृष्टिभद्रे तथैव च ।।१७।।
अन्ये परिणाम्राज्ञ सर्वदेव स्वयंविधि
उद्गमे च भवेरिंद्र कपिग्रासरलकृता ।।१८।।
प्रवेशं चतुभागेस्तु कर्तव्यंशास्त्रपारजै
सावित्रिपद संस्थाने भरण्याच न संशय ।।१९।।
विद्याधराकपोतालि अंतरपत्रेपु सुरंगाणि
पर्जन्येषु खुटछाद्ये अतःउर्ध्वतथैव च ।।२०।।
निर्गमे मणिरत्नेव.....सर्वत्रपूजते ।।२१।।

इति मंडोवर देवतादस्थान विश्वकर्माउवाच

सदाशिवमध्यदेशे च लक्ष्मी सर्वत्रदापयेत्
पदस्थाने स्थितादेवा सर्वकल्याणकारका ।।२२।।
शाखायां चंदद्वयस्तु मातराणां चोतरंग कौ
उदंम्बरस्थिता यक्ष अश्वीन्येर्धचंद्रके ।।२३।।
राजसेन वेदिकायां आसनंघन्त्रवारणं
मृत्यलोकयोदेवा ते पद सर्वमाश्रिता ।।२४।।
स्तंभासने भवेशक्र आसनं सर्ववर्णयेत्
ब्रह्मक्षत्रिय वैश्य योगियांच पुनःपुन ।।२५।।
स्तंभेषुपर्वताप्रोक्ता आयाश्चदिग्वजः
सहभरणंशंकरेयैव गांधर्वकुमार स्तथा ।।२६।।
पट्टकं मातरासर्वे देव्यानंच समस्तकाः
दंतरापुत्तराश्चैव वैताल्या ब्रह्मराक्षसा ।।२७।।
पदशांशे भवे शक्रः यक्षश्च धनदस्तथा
उदिपर्णा गणी सर्वे व्रतश्चैवन संशयः ।।२८।।

त्रयाशांतिसुरा सर्वे त्रिदशैः सहसंयुतं
वृतोर्ध्वयतेनित्यं कर्णदर्दटिका ॥२९॥
करोटकस्यऽधोभागैः उर्ध्वदर्दरिकास्तथा
विद्याधरथरं नाम देवानावल्लभ सदा ॥३०॥
दशयाद्विद्याधरं च रुपपश्चिम प्रियवादिनौ
दिशि च विदिशिचैव मध्यस्थास्त्रनिदेशयेत् ॥३१॥
........संघाप्रकर्तव्या पंडेपंडे च कारयेत्
........................ ॥३२॥
षोऽशविद्याधरं च चतुर्यात्रप्रकाशका
कंदर्प्प नृत्यताश्चैव नृत्यकी नृत्यवल्लभा ॥३३॥
गीयालुकोलकंक्तयाव वृत्तानपूर्णामेव च
आकाशं च पदंप्रोक्त अव्यक्तंव्यक्त मेव च ॥३४॥
मध्ये ध्रूवपदं तस्य अचलंध्रूव निश्चलं
एतत सर्वपदंप्रोक्त भापिते विश्वकर्मणे ॥३५॥
जालिके रुपि संहाय मध्येवसुरसंस्थिता
ब्रह्माविष्णुस्तथारुद्रं भद्रेभद्रेपुदाययेत् ॥३६॥
ऊरुशिखरे तथाय च भद्रेभद्रे स्वयंविधि
शिखरे इश्वरंविद्यात् शिखायं च सुराधियं ॥३७॥
ग्रीवायांयततोनंदी अंडकेपुनिशानतं
पद्मपत्र तथा पद्म आमलसादिकापदरं ॥३८॥
कलशं च स्थितोरुद्रो व्योमव्यापिसदाशिव
सद्योवामस्तथाघोर पद्म इशानःस्तथा ॥३९॥
कर्णप्रतिरथरद्ध वालंझरसुभद्रकं
कर्णिका नदिकायां च शलिलान्तक तथा ॥४०॥
एते देव समाख्याता प्रासादेषु सुराधिया
पंचवक्रेदिपुभद्रे अंगसंख्या प्रशस्यते ॥४१॥
पश्यते मुच्यते पापं अक्षयाफलमेव च
त्रिकालस्मरतेयस्तु सर्वार्धफलंभवेत् ॥४२॥

इतिश्री विश्वकर्मोक्ते वास्तुविद्याया त्रिदशमवनोद्भव वास्तुशास्त्रे पासादाधिकारे
स्तथवकादेवता क्रमांक अ-१४

## વિશ્વકર્માકૃતે વાસ્તુવિદ્યાયા પ્રાસાદાધિકારે થર દેવતા ન્યાસ क्रमांक अ–૧૪
## વિશ્વકર્મા કહે છે.

પ્રાસાદના થરાના દેવતાઓના ન્યાસ હવે હું અનુક્રમે સ્થાન સાથે કહું છું. સ્થિર શિલામાં કુર્મ–ખરશિલામાં વરાહદેવ–ત્રણ ભીટના ત્રણ દેવો પન્નગ, યક્ષ અને કીન્નરનો વાસ છે. જાડંબાના થરમાં નંદી, કણીમાં હરિ; ગજપીઠમાં ગણેશ, અશ્વપીઠમાં અશ્વિનીકુમાર, નરપીઠમાં નરોત્તમ, ખુરાના થરમાં પૃથ્વીદેવી, કુંભાના થરમાં સૃષ્ટિ.... નિકાળામાં....કુંભાના ભદ્ર ભદ્રે રુદ્ર, બ્રહ્મા, વિષ્ણુ; કળશામાં ગૌરી, અંતરપત્રમાં નંદી, કેવાળમાં ગાંધર્વ મચિકામાં સરસ્વતી તે ઉપર જંઘાના મનોરમ દેવો. પ્રાસાદના આભૂષણને આશ્રયે દેવો કહ્યા છે. રેખાએ પૂર્વાદિદિશાના ક્રમે દિગ્પાલોના સ્થાન જાણવા. પશ્ચિમના ભદ્રે નાટેશ્વર. અંત કે....દક્ષિણે.... ઉત્તરે ચંડિકા દેવી. રુદ્ર સ્વરૂપ દેખાતું.... પ્રતિરથે દિશાઓમાં દિગ્પાલોનું સ્થાન જાણવું. પાણીતાટમાં તાપસ મુનિએ સ્વરૂપો તપ કરતા જાણવા. તેના હાથમાં માળા અને જટામુકુટથી શોભતા મુનિનાં સ્વરૂપો જાણવા. નંદિકા કોણિકામાં પ્રતિરથના ઘટે નૃત્ય કરતી મૂર્તિઓ ગણેશ, કાર્તિકસ્વામી, સૂર્ય, ચંડિકા, બ્રહ્મા, વાસુદેવ આદિ ભેદ મૂર્તિઓ જે દેવનો પ્રાસાદ હોય તે પ્રમાણે જંઘામાં ભેદ મૂર્તિઓ કરવી. મધ્યગર્ભના ગોખલાઓમાં મૂળથાનકે દેવનાં પર્યાય સ્વરૂપો મૂકવા....પીઠમાં કોળીના અંતરમાં પ્રાસાદની તલ વિભક્તી છંદમાં ઉપરોક્ત દેવે કહ્યા ઉપર જુદા જુદા દેવો સ્થાપવા. પ્રાસાદની જાતિ છંદ શ્રૃંગ પ્રત્યાંગ ઉરશ્રૃંગમાં જગતીના અંતરે અનંતર કુળદેવો. ભ્રમયુક્ત પ્રાસાદના અંદરના ભદ્રેના ઉત્તમ અંગે બલાણક મંડપમાં પાંચ દેવો કરવા. ચંડિકા,



૨૩ પાર્શ્વનાથ વલ્લભ પ્રાસાદ ૪૭ વિભક્તિ ૨૨ તલભાગ ૨૬ શૃંગ ૧૧૩




ગણેશ, જીન, સૂર્ય, બ્રહ્મા, યથા-સ્થાને સ્થાપવા. જે દેવનો પ્રાસાદ હોય તેનું પર્યાય સ્વરૂપ પાછલા ભદ્રે સ્થાપવું. અન્ય સ્થાને સર્વ-દેવોને યથાસ્થાને સ્થાપવા. ઉદ્રમ, દોઢીયામાં ઇંદ્ર સ્થાપવા. તે થરમાં કપી–વાનર અને ગ્રાસથી અલંકૃત કરવા. ચારે તરફના ઊંડાઈમાં શાસ્ત્રના પારંગતે દેવોની કલ્પના કરવી. ભરણીના થરમાં સાવિત્રી-દેવીનું સ્થાન જાણવું. મહા કેવાળમાં વિદ્યાધર અને અંતરાલમાં સુરંગપાણી – છજામાં પર્જન્ય = વરુણનું સ્થાન જાણવુ. હવે ઉપરના કહે છે. નિકાળામાં મણિરત્નથી સર્વદેવોને પૂજવા.

ઇતિ મંડોવરથર દેવપદ સ્થાન

મધ્યમાં સદાશિવ, લક્ષ્મીદેવી સર્વ ભાગમાં પોતાના સ્થાને સ્થિત એવા દેવો કલ્યાણકારક જાણવા. દ્વારની બે શાખાઓમાં સૂર્ય ને ચંદ્રનું સ્થાન જાણવું ઉત્તરંગમાં માતૃકાદેવી. ઉંબરામાં યક્ષ અર્ધચંદ્ર શિવોદ્વારમાં અશ્વિનીકુમારનું સ્થાન જાણવું.

રાજસેવક વેદિકા, આસનપટ્ટ અને મત્રવારણ (કક્ષાસન) મૃત્યુ-લોકના સર્વ દેવો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને યોગિનીનું સ્થાન જાણવું. સ્તંભમાં પર્વત કુંભીમાં ઇંદ્ર આસનમાં સર્વવર્ણ ભરણામાં ઉમામહેશ, સરામાં ગંધર્વકુમાર પાટ–ભારવટમાં સર્વ માતૃકાઓ એમ સમસ્ત દેવોના સ્થાન જાણવા. દાંતીયા છજ્જામાં વૈતાલ અને બ્રહ્મ-રાક્ષસનુ સ્થાન જાણવું. પદની હાંશોમાં ઇંદ્ર–યક્ષ ને કુબેરનુ સ્થાન જાણવું. વિતાના ઉદીત ને વૃતમાં હાંશોમાં ફરતા સર્વ દેવો–અર્ધવૃત કણી દાદરી. કરોટકના ઉપરના ભાગે દાદરી. વિદ્યાધર થર નામે સર્વ દેવને દુર્લભ એવા દિશાના વિદ્યાધર–વાદ્ય બજાવતાં દેવાંગનાનાં રૂપો દિશા વિદિશાને મધ્યમાં.......પ્રત્યેક થરે થરે.......ચારે તરફ પ્રકાશવાન

એવા સોળ વિદ્યાધરો કંદર્પાદિ નૃત્ય કરવા સ્થાપવા. તે પર દુર્લભ એવી નૃત્યનાયકાઓ કરવી. ગવાળુના થરે કોલકાયલાવાળા તથા કોલના થરો ફરતા વિતાનમાં થરો કરવા. વ્યક્ત અને અવ્યક્ત એવા આકાશ–કરોટકનાં પદો કહ્યા. મધ્યની પદ્મશિલા અચલ એવી ધ્રુવ સમાન કરવી. એ સર્વ ભાગો શ્રી વિશ્વકર્માએ કહ્યા છે. જાળીયામાં ઋષિ–મધ્યમાં દેવ સ્થાપવા. બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર દેવો ભદ્રે ભદ્રે પોતાની વિધિ પ્રમાણે સ્થાપવા.

શિખરમાં ઈશ્વર, શિખામાં ઇંદ્ર, આમલસારાના ગળામાં નદી, અંડકમાં નિશાગત, પદ્મપત્રમાં પદ્મ, આમલસારિકામાં....કળશમાં રુદ્ર, આકાશમાં સદાશિવ, સદ્યોજાત, અઘોર ને ઈશાન દેવો આમલસારામાં કર્ણ પ્રતિરથ, નંદી વાલજર સુભદ્રક. કર્ણિકા નંદિકા શલીલાંતરના સ્થાને પ્રાસાદના દેવો પધરાવવા, ભદ્ર સુનિરથ રથ ઉપરથ આદિ પંચવકનો અંગ સંખ્યામાં પ્રશસ્થદેવોને ભાવનાથી પૂજવા. અન્ય એવું ફળ ત્રિકાળ સ્મરણયુક્ત ફળ મળે છે. ૩૨.

ઇતિ શ્રી વિશ્વકર્માકૃતાય વાસ્તુવિદ્યાયા વાસ્તુશાસ્ત્રે ત્રિદશમતનોદ્ભવ વાસ્તુશાસ્ત્રે પ્રાસાદાધિકારના થરદેવતાનો ક્રમાંક અધ્યાય–૧૪
પદ્મશ્રી સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શિલ્પવિશારદે કરેલ
ભાષાનુવાદ क्र. अ. १४

પ્રાસાદના ઉપાંગોમાં સંયોજત વામદેવ તત્પુરૂપ ઇશાન



## ઇલિકા તોરણ



## પ્રાસાદસ્તર દેવતા ન્યાસ

કુટનોટ—

| | | |
|---|---|---|
| કુર્મધરણીશા—વારાહ | ભરણી—સાવિત્રી | આમલસારા—નીચેના દેવો |
| ખરશીલામાં—વરાહ | | ગળો—નંદી |
| ત્રયભિટ્ટ—પન્નગ યક્ષ કીન્નર | મહાકેવાલ—વિદ્યાધર | અંડક—નિશાચર |
| જાડંબો—નંદી | અંતરાલ—ઈંદ્ર | પદ્મપત્ર—પંચ છત્ર |
| કણી—હરિ | કૂટછાદ્ય છજુ—પર્જન્ય | મામલસારી—આમલ |
| ગજપીઠ—ગણેશ | બે શાખો—ચંદ્ર સૂર્ય | કળશ—રુદ્ર |
| અશ્વપીઠ—અશ્વિનીકુમાર | ઉત્તરંગ—માતરાદેવી | આકાશમાં સદાશિવ—સદ્યો, ઉપાંગો દેવો વામ અઘેર તત્પુરૂષ |
| નરપીઠ—નરોત્તમ | ઉંદબર—યક્ષ | કર્ણ—સદ્યોન્નત |
| ખરો—વસુધા પૃથ્વી | અર્ધચંદ્ર—અશ્વિનીકુમાર | પ્રતિરથ—વામદેવ |
| કુંભો—સૃષ્ટિ | સ્તંભ—પર્વત | ઉપરથ—તત્પુરૂષ |
| કુંભાના ત્રણ ગાયત્રીભેદ—ત્રણ સંધ્યા— | કરોટક—વિતાનઘુમટ—આકાશ | ભદ્ર—ઈશાન |
| કળશ—ગૌરી | જાલક—સપ્તરૂષિ | વિતાનઘુમટ—આકાશ દેવ |
| અંતરપત્ર—કુબેર | મધ્યમાં—દેવસુરપદ્મશીલામાંથુ | રૂપકંઠ વિદ્યાધર |
| કેવળ—ગંધર્વ | શિખરના | હાંશીમાં ગણદેવ |
| અંતરપત્ર—કિન્નર | પાંચ ઉરૂશ્રુંગ—૧ બ્રહ્મા ૨ વિષ્ણુ | ગોળથરોમાં અન્નપૂર્ણા |
| મંચિકા—સરસ્વતી | ૩ સદાશિવ ૪ રુદ્ર ૫ ઈશ્વર | કક્ષાસન—મૃત્યલોકના |
| જંઘ—લોકપાલદીગપાલ | શિખર—ઈશ્વર | રાજસેન મૃત્યુદેવ |
| ઈંદ્ર ગણધર | શીખરીયો—ઈંદ્ર | વેદીકાઆસનપટ્ટ |
| ઉદ્દગમ—ઈંદ્ર | | |

